# માઈ-કીર્તન-માળા

[ પ્રથમ શતક ]

માઈ-મંડળ

અમદાવાદ



## સ્વ૦ શ્રીયુત બાપાલાલ ગોપાળલાલ દેસાઈ

**જન્મ :** સં. ૧૯૧૭ પોષ વદ ૩, મંગળવાર; તા. ૨૯ : ૧ : ૧૮૬૧ — **અવસાન :** સં. ૧૯૮૧ જેઠ વદ ૧, રવિવાર; તા. ૭ : ૬ : ૧૯૨૫

माई-प्रकाशन-माला, अङ्क २

# માઈ-કીર્તન-પદ્ય-માલા

[ પ્રથમ શતક ]

( પૂ૦ શ્રીમાર્કંડભાઇના ઉદ્‌ઘાટનસહિત )

સંગ્રહ કરનાર :
કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.
( પૂર્વે વિદ્યાધિકારી, ભાવનગર )
આચાર્ય, વનિતા-વિશ્રામ, અમદાવાદ
પ્રમુખ, માઈ-મંડળ, અમદાવાદ

માઈ-મંડળ
અમદાવાદ

મૂલ્ય : નવ આના

પ્રકાશક :

માઈ-મંડળ તરફથી

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.

૨૧, ટીલક-નગર, અમદાવાદ





મુદ્રક : જાની ગોવિંદલાલ મોહનલાલ

શ્રી કીશા પ્રિન્ટરી

રતનપોળ, અમદાવાદ

# પ્રસ્તાવના



માતૃમંડળની અનેક શાખાઓ ટુંક સમયમાં સ્થપાતાં, તેમનો કાર્યક્રમ સુવ્યવસ્થિત કરવાને અંગે કીર્તનપદ્યોની જરૂર જણાવાથી આ લઘુ પુસ્તકનો આજે ધાર્મિક સાહિત્યના ક્ષેત્રમાં પ્રવેશ થાય છે.

અમદાવાદમાં આ પદ્યો ગાનાર, શ્રવણ કરનાર તથા વાંચનાર સર્વને અપૂર્વ આનંદ તથા શાંતિનો અનુભવ થયો છે; તેનો મુખ્ય યશ એ પદ્યોને રચનાર પૂજ્ય સંતોને, તથા ભક્તિભાવસંપન્ન વિદ્વાનોને તેમજ વિદુષીઓને ઘટે છે અને અહિં મુક્ત કંઠે આંતરિક આભારની લાગણીસહિત એ યશ તેમને અર્પણ કરવામાં આવે છે.

એ પદ્યોને પુસ્તકનું રૂપ આપવામાં અનુકરણીય આર્થિક સહાય આપનાર માતૃભક્ત પ્રિય બંધુઓ શ્રીયુત ગિરીશચંદ્ર સ૰ દેસાઈ, બી. ઈ. તથા શ્રીયુત શરદ્ચંદ્ર સ૰ દેસાઈ, બી. એ. એ ભાઈઓનું માતૃમંડળ અંતઃકરણથી ઋણી છે; એ બંધુઓએ પોતાના પૂજ્ય પિતામહનું પવિત્ર ચિરસ્થાયી સ્મારક કર્યું છે.

શરણાગતિવાળી ભક્તિ કેટલી ઉચ્ચ કક્ષાએ પહોંચી શકે તે દર્શાવવા અર્થે વિવિધ પરિશિષ્ટોની યોજના કરવામાં આવી છે. ખાસ

કરીને પરિશિષ્ટ ૨ તથા ૬ વાંચનાર બુદ્ધિમાન્ સજ્જનને સમજાયા વિના રહેશે નહિ કે માઈમંડળના સ્થાપક પૂજ્ય પુરુષવર શ્રી. માર્કંડભાઈના પુણ્ય સમાગમમાં આવવું એ મનુષ્યનું કેટલું સદ્‌ભાગ્ય સૂચવે છે. એમના મનનીય ઉદ્‌ઘાટનનિમિત્ત પણ માઈમંડળ એમનું અતિ આભારી છે.

અમદાવાદ,
સં. ૧૯૯૫ નવરાત્ર,
તા. ૧૩ : ૧૦ : ૧૯૩૯,
શુક્રવાર.

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા
( પ્રમુખ, માઈમંડળ, અમદાવાદ )

# ઉદ્‌ઘાટન



મારા સ્નેહી માઇબંધુ શ્રીયુત ગિરીશચંદ્ર સવાઇલાલ દેસાઇ, બી. ઈ., જેઓ લંડનની માઇમંડળની શાખાના મંત્રી છે, તથા તેમના નાના ભાઈ શ્રીયુત શરદ્દચંદ્ર દેસાઈ, બી. એ. જેઓ અમદાવાદના માઇમંડળની શાખાના મંત્રીનું કાર્ય કરે છે, તેમની માઈ કાર્ય પ્રતિ જે ભક્તિ તથા સ્વાર્થબલિદાનનો સંકલ્પ છે તેના પરિણામે તેમણે **માઈ કીર્તનમાળાના** મુદ્રણ તથા પ્રકાશનમાટે એક સારી રકમનો લાભ માઇમંડળને આપ્યો છે, તે જાણી મને તેમજ સર્વ માઇબંધુઓને તથા માઇભગિનીઓને આનંદ થયા વિના રહેશે નહિ. મધ્યમ કમાણીવાળા મનુષ્યોને માટે આટલો ઉત્સાહ અને દ્રવ્યભોગ જરૂર પ્રશંસનીય તથા દૃષ્ટાન્તરૂપ ગણાય.

એ બંધુઓના પિતા શ્રીયુત સવાઇલાલ મારા મિત્ર હતા, અને તેમના પિતા શ્રીબાપાલાલ મામા, જેમને અમે માંજરમામા કહેતા, અને જેમનું સ્મારક આ પુસ્તિકાદ્વારા એ બંધુઓએ કર્યું છે, તેમનો પણ મને ગાઢ પરિચય હતો. હું તેમના પિતા ગોપાળલાલ કાકાના તો ખોળામાં રમેલો અને ઉછરેલો. મારી જન્મમાતા શ્રીપ્રભાલક્ષ્મીના તેઓ સગા કાકા થાય.

ડાકોર પાસે દાસરા ગામમાં તુળસીદાસ નામના એક વડનગરા નાગર ગૃહસ્થ હતા. તેઓ દર પુનમે ડાકોર યાત્રાએ ચાલતા જતા

આવતા હતા. શ્રીરણછોડરાયને સેવતાં સેવતાં તેમની વૃદ્ધાવસ્થા થઇ, છતાં તેમને સંતાન ન હતું

એક દિવસ રાત્રે તેઓ વિલ કરવા બેઠા હતા, ત્યાં આવી એક બાવાએ ભિક્ષા માગી. રાતની વખતે તેઓએ સંતોષકારક ભિક્ષા આપવાની અશક્તિ બતાવી. પરંતુ બાવાએ લોટથી સંતોષ માન્યો. બાવાના પુછવાથી તુલસીદાસે કહ્યું કે, "અમારે પુત્ર નથી તેથી વિલ કરીએ છીએ." બાવાએ કહ્યું. "શા માટે એમ કરો છો? રણછોડરાયજીની કૃપાથી તારે ઘેર પુત્ર થશે, તેનું નામ રણછોડ પાડજે." એમ કહીને તે પુરુષ ચાલ્યા ગયા અને અદૃશ્ય થઇ ગયા. થોડાજ સમયમાં કૃપાનું ફળ દેખાતાં પતિપત્નીની શ્રદ્ધા પૂર્ણ બેસી ગઇ. પુત્રનું નામ રણછોડદાસ પાડવામાં આવ્યું. શ્રી. રણછોડદાસના મોટા પુત્ર શ્રી. ભોગીલાલે મોટું વતન વસાવ્યું. એમને સંતાનમાં ચાર પુત્રો હતા. પુત્રી જીજીફોઇ બાળવયે વિધવા થયાં. ચાર પુત્રમાંના એક શ્રી. માધવલાલ હતા. તેમને શ્રી. ગોપાળલાલ, અને શ્રી ગોપાળલાલને શ્રી. બાપાલાલ નામના પૂર્વોક્ત પુત્ર થયા. શ્રી. ગોપાળલાલના ભાઇ શ્રી. લક્ષ્મીલાલ મારી માતુશ્રીના પિતા થાય.

જીજીફોઇ દેહપોષણના પ્રમાણમાંજ પ્રભુને ધરાવી બાજરીની રોટલી લેતાં. તેઓ એમ માનતાં કે પ્રભુ પકવાન્નજ ખાય તેવો નિયમ નથી, એ તો ભાવનોજ ભુખ્યો છે. ડાકોરનાથજીને બાજરીની રોટલી ધરાવવા એમણે પ્રબંધ કર્યો. આજે પણ, ગમે તેવાં પકવાન્ન થાય તેની સાથે, રાજભોગમાં રણછોડરાયજીને બાજરીની રોટલી ધરાવાય છે.

માર્ઇમાર્ગસંબંધી લખેલાં બે વચન આ સ્થળે અસ્થાને ગણાશે નહિ.

બ્હારના પાશ્ચાત્ય તત્ત્વની આડખીલીથી સનાતન ધર્મમાં પડેલા બે ફાંટા બન્ને પક્ષના અનુભવે ફરી પાછા એક માઇધર્મમાં મળી જાય છે. આચારે જોઇએ, વિચારે જોઇએ, ભક્તિયે જોઇએ, ચારિત્ર્યે જોઇએ, જ્ઞાને જોઇએ, કરણીયે જોઇએ, સાવધાનતાયે જોઇએ, ઇશ્વરી કૃપાયે જોઇએ, પ્રારબ્ધે જોઇએ અને પુરુષાર્થે જોઇએ. આ બધાંજ તત્ત્વોનું એકીકરણ થયા વિના કોઇનું કશુંજ વળવાનું નથી એ મંતવ્યવાળી, માઇકૃપાથી જે એક અમુક સિદ્ધાંતોવાળી સંસ્થા ઉભી થઇ છે તે **માઇમંડળ સંસ્થા** નામે પ્રસિદ્ધ છે. "ઉપરથી ઉતરી આવેલા," જેવું સનાતનનું અભિમાન માઇમાર્ગ ઉતારી પાડે છે, તેમજ પોતા-મય દુનિયા, નજરે દેખાય અને સમજાય એટલીજ દુનિયામાં નાચનાચ કરનાર અને છેવટે કોઇપણ મહાધ્યેયની સિદ્ધિ વિના ચાલ્યા જનારા બીજા પક્ષને પણ તેમના જીવનની ક્ષુદ્રતાનું માઇધર્મ ભાન કરાવે છે.

**માઇ-કીર્તનમાળાનું** પુસ્તક માઇભગિની તથા માઇબંધુઓના હસ્તમાં મુકતાં, તેનું ઉદ્ઘાટન લખતાં, મને અતિહર્ષ થાય છે. સંસારમાં અનેક દુઃખો વચ્ચે ક્ષણભર હસતો, પરંતુ આખી જીંદગીભર રુદન કરવાને સર્જાયેલો જીવાત્મા પોતાનું દુઃખ ભુલવાને હજારો પ્રયત્ન કરે છે. જ્યાંસુધી જડસૃષ્ટિને તે સુખપ્રાપ્તિના ઉપાયરૂપે માને છે ત્યાંસુધી તે મિથ્યા તરફડિયાં મારે છે. જડમાં સુખ નથી એવી ખાતરી થયા પછી મનુષ્ય ચૈતન્યસુખ તરફ વળે છે. અનેક સાધનોની સાધના પછી

છેવટે સંત પુરુષો તથા ભક્તમંડળના સમાગમ સિવાય કશેજ ચેન પડે નહિ એવી સ્થિતિ તેને પ્રાપ્ત થાય છે.

આવી રીતે જે ભક્તોનું સંમેલન થાય તેને માટે ભજનકીર્તનની અત્યંત જરૂર છે. સંસારી કુથલી કરવાનો રસ તો ત્યાં દેશનિકાલ હોય છે, એટલે પ્રેમ, ભક્તિ, સ્વાત્માર્પણ ઇત્યાદિ જુદાજુદા પ્રકારની વાનીઓથી આનંદ પ્રાપ્ત કરવાનો હોય છે, જેના સમર્થ સાધનરૂપે ભજનકીર્તન પરાપૂર્વથી સુપ્રસિદ્ધ છે.

મારી એક તીવ્ર અભિલાષા છે, અને તે એજ કે, જે માઈ-ભક્તો એકવાર માઈને સંભારીને રડી ચુકેલા છે, ભીંતમાં માથું પછાડી ચુકયા છે, જમીન પર આળોટી ચુકયા છે, ઘણી વાર બેભાન બની ચુકેલા છે એવા ચુંટી ચુંટીને નક્કી કરેલા માઈબંધુઓ તથા માઈભગિનીઓનું એક ગુપ્ત સંમેલન પૂર્ણિમાની રાત્રિએ ભરાય, ત્યાં મોટાનાના, ઉંચાનીચા, સ્ત્રીપુરુષ, પતિપત્ની એવો કશોજ ભેદ ન હોય, રોલ્સ રોઈસની મોટરમાં આવનાર અને પગે ઠેબાં ખાતાં ઘર જનારમાં ભેદબુદ્ધિ ન હોય, જ્યાં સર્વના મગજમાંથી, હૃદયમાંથી બધુંજ ભુસાઈ ગયું હોય, સિવાય કે એકજ જ્ઞાન "અમે સર્વે માઈનાં સંતાન છીએ," અને એકજ ઇચ્છા "માઈ અમારા પરસ્પર સ્નેહથી સંતુષ્ટ થાય, પ્રસન્ન થાય, અને અમારા ભેગી એ પણ રમવા મંડી જાય."

આવી હૃદયની તૈયારીથી સંમેલન થાય, ઉંચામાં ઉંચાં વાદિત્રો, પ્રવીણમાં પ્રવીણ ગાયકો તથા બજાવનારાઓ એકત્ર થાય, અને મધ્ય

રાત્રિ થયા પછી અદશ્ય સ્વરૂપે પોતાના ભક્તો અને પ્રેમીઓ જોડે માઈ પોતે પણ શા માટે ખેલવા ના મંડી પડે ?"

આવો કોઇ પ્રસંગ ઉપસ્થિત થાય તો તેમાં આ **માઈ-ભજન-કીર્તનમાળાનો** જરૂર ઉપયોગ થશે, અને તેના પ્રકટન માટે દ્રવ્ય દેનાર તથા શ્રમ ઉઠાવનારનું જરૂર કલ્યાણ થઇ જશે એવી પૂર્ણ ખાત્રી આપી જય માઈ બોલાવું છું.

જય માઈ! જય માઈ! જય માઈ! જય માઈ! જય માઈ!

૪૯, ન્યાહાલ પેંઠ,
પૂના,
તા. ૨૬ : ૫ : ૩૯.

**માંકડ રતનલાલ ધોળકિયા**

# વિષયની અનુક્રમણી



# 卐 माई-ध्यानम् 卐

शार्दूलविक्रीडितम्

बालप्रेम समुल्लसच्च हृदयं यागेन पद्मश्रिया
निष्कामं च वरेण विश्वजनताशुश्रूषणं यत्नतः।
भक्तिं संयममंकुशेन शरणं स्वाहंपरित्यागतः
ध्यायामो दिशतीं ध्वजेन परमां माई जगत्पावनीम् ॥
वात्सल्यामृतवर्षिणीं रसमयीं कारुण्यकल्लोलिनीं
भक्तानन्दकरीं च विश्वजननीं पापात्कलौ तारिणीम्।
मायाशक्तिपरां प्रपत्तिसुलभां प्रीत्या रतां सर्वतः
मार्कण्डेयनुतां स्मितां वरयुतां माई वयं संश्रिताः ॥

कौशिकरामः

## માઈ-ધ્યાન

કમળની કાંતિ માઈનું પોતાનાં બાળકો વિષે વાત્સલ્ય તથા પૂજાથી ઉછળતું હૃદય સૂચવે છે; વરદાન કરતો હસ્ત યત્નપૂર્વક નિષ્કામ જનસમાજસેવા સૂચવે છે; અંકુશ ભક્તિ અને સંયમ સૂચવે છે; ધ્વજ અહંકારના ત્યાગપૂર્વક શરણુ-ભાવ સૂચવે છે—આવી જગત્‌ને પાવન કરનારી **માઈનું** અમે ધ્યાન કરીએ છીએ.

વાત્સલ્યરૂપ અમૃતની વૃષ્ટિ કરનાર, રસમય, કરુણાની નદીરૂપ, ભક્તોને આનંદ આપનાર, વિશ્વની માતા, કલિયુગમાં પાપથી તારનાર, માયાશક્તિથી અતીત, શરણાગતિથી સુલભ, સર્વ સાથે પ્રેમભાવનાથી બંધાયલી, **માર્કંડેયથી** સ્તવન કરાયલી, હસતી મુખમુદ્રાવાળી, વરદાન આપનાર **માઈ** નો અમે આશ્રય લઈએ છીએ.

કૌશિકરામ

 ॥ जय माई ॥ 

# માઈ—કીર્તન—પદ્ય—માલા

[ પ્રથમ શતક ]

## ૧. માઈની આરતિ

नमो देव्यै महादेव्यै शिवायै सततं नमः।
नमः प्रकृत्यै भद्रायै नियताः प्रणताः स्म ताम्॥
रौद्रायै नमो नित्यायै गौर्यै धात्र्यै नमो नमः।
ज्योत्स्नायै चेन्दुरूपिण्यै सुखायै सततं नमः॥
कल्याण्यै प्रणता वृद्ध्यै सिद्ध्यै कूर्म्यै नमो नमः।
नैर्ऋत्यै भूभृतां लक्ष्म्यै शर्वाण्यै ते नमो नमः॥
दुर्गायै दुर्गपारायै सारायै सर्वकारिण्यै।
ख्यात्यै तथैव कृष्णायै धूम्रायै सततं नमः॥
अतिसौम्यातिरौद्रायै नतास्तस्यै नमो नमः।
नमो जगत्प्रतिष्ठायै देव्यै कृत्यै नमो नमः॥

[ सप्तशती ]

श्रीमाता श्रीमहाराज्ञी श्रीमत्सिंहासनेश्वरी।
चिदग्निकुण्डसंभूता देवकार्यसमुद्यता॥
उद्यद्भानुसहस्राभा चतुर्बाहुसमन्विता।
निजारुणप्रभापूरमज्जद्ब्रह्माण्डमण्डला॥

[ ललितासहस्रनाम ]

## ૨. ભુવન ભુવન માજી! તારી જ્યોતિના ઝળકાર

[ગરબો]

ભુવન ભુવન માજી! તારી જ્યોતિના ઝળકાર,
દિલડે દિલડે તે તારા દીવડા, હાંરે માજી!—દિલડે૦
માજી! મેઘનો મ્હોરેલ તારો માંડવો, ઝબુકે વીજળીની વેલ,
ઘુમઝુમતાં તારલાનાં ફૂલડાં, ઇંદુ સીંચે અમીની હેલ;
આભલે આભલે તે તારા દીવડા.—હાં રે માજી૦
બ્રહ્માંડ બ્રહ્માંડના ચોકમાં, માજીની માંડવડી મંડાય,
માજીના ગરબા ગવાય, ગરબે ઘુમે તે ચોસઠ જોગણી;
ઘુમે સૃજનની વસંત, દિશા ને કાળ સઉ ઘુમી રહ્યા;
ગરબો ઘુમ્યો છે અનંત,
ગરબે ગરબે તે માના દીવડા.—હાં રે માજી૦
માને આભલાની આછી આછી ચુંદડી,
માને ઉગતી ઉષાની લાલ ટીલડી,
માને વસુધાના વાસંતી શૃંગાર,
સાતે સાગરની માને ઝાંઝરી;
ઘમકે જુગ જુગની પાર,
ઘમકે બ્રહ્માંડોને દ્વાર,
જુગ જુગને ગોખ માના દીવડા.—હાં રે માજી૦

અંબાલાલ પુરુષોત્તમ પટેલ

## ૩. વિજય જય જગદંબ

[ રઘુપતિ રામ હ્રદેમાં રહેજો રે—એ રાહ ]

વિજય જય જગદંબ માત! વડી,
મધુર ધ્વનિ ઘુમતો શું શુભ ઘડી! —વિજય૦ ટેક
ગગન રહ્યું ગાજી એ શુભ સૂરે,
ગિરિ ગુફા ઘોર પ્રકટ પૂરે;
ચકિત બની રોમની પંક્તિ ખડી. —વિજય૦

કીધો મુને લીન પૂરણ નાદે,
ભૂલ્યો ભાન મૃગ રાગને સ્વાદે;
રહી ધ્વનિમાંહિ ચિત્તવૃત્તિ જડી. —વિજય૦

રહ્યો ચિત્રરૂપ હું છેક બણી,
નિશાની જણાય ન વિશ્વતણી;
આનંદની પ્રસરી વળી છે ઝડી. —વિજય૦

અચળ ચળકી રહી છે વિજળી,
ગયો એ પ્રકાશ તિમિરને ગળી;
ગયું તન પિગળી, નથી છાંયડી. —વિજય૦

ઉડે ઉડે હંસ ઉંચે ઉડતો,
ગયો કહિં ક્યાંહિ નથી જડતો;
કશી અહિં ખબર ન જાય પડી. —વિજય૦

પરમ સુખદાયી અનુભવ એ,
સુભાગ્ય કો તુજ કૃપાથી લહે;
ગાઉં તુજ મહિમા શું હું માવડી! —વિજય૦

મધુવચરામ બલવચરામ હોરા

## ૪. જય જય જગજનની દેવી

[ રાગ સિંધ–કાફી ]

જય જય જગજનની દેવી! સુરનરમુનિઅસુર સેવી;
ભક્તિ મુક્તિદાયિની ભયહરણી કાલિકા.– જય૦
મંગલમુદસિદ્ધિસદની, પર્વ-શર્વરીશ-વદની!
તાપતિમિર-તરુણતરણિ–કિરણમાલિકા.– જય૦
પૂતનાપિશાચપ્રેત–ડાકિનીશાકિની-સમેત;
ભૂતગ્રહવેતાલ-ખગમૃગાલિજાલિકા.– જય૦
જય મહેશભામિની, અનેકરૂપનામિની;
સમસ્ત-લોક-સ્વામિની, હિમશૈલબાલિકા.– જય૦
રઘુપતિપદ પરમ પ્રેમ, તુલસી ચહે અચલ નેમ,
દેહુ મય પ્રસન્ન પાહિ, પ્રણતપાલિકા.— જય૦

તુલસીદાસ

## ૫. જગજનની

[ગિરધારી રે–એ રાહ]

જગજનની રે, શરણાગતને તારો, મહામસ્ત રિપુને મારો;
અઘદહની રે, જન્મમરણથી ઉગારો, ભવસિંધુ પાર ઉતારો.
મા અસુર અનંત સંહાર્યા રે,
સુર સર્વ સંતોષીને ઠાર્યા રે,
નિજભક્તના અર્થ તમે સાર્યા રે,
જગ જાણે રે, ન આપ કૃપાવિણ આરો—ભવસિંધુ૦
મહામાયા રે, પ્રથમ ત્રિગુણ પ્રકટાવ્યા, જે વેષ જગતનો લાવ્યા,
શ્રીબલથી રે, કાર્ય કરંતાં ફાવ્યા, આ જગે અજિત કહાવ્યા.
તામસથી જડ સઉ જામ્યું રે,
રાજસથી પૃથક્ વિરામ્યું રે,
સાત્ત્વિકથી જ્ઞાનને પામ્યું રે,
ક્રિયા જ્ઞાનથી રે, વાધ્યા વિવિધ વિકારો—ભવસિંધુ૦
આદિએ રે, પ્રેરી ત્રિગુણ જગ કીધું, મહામાતપણું તમે લીધું,
પછી ક્રમથી રે, કર્મ તણે શિર દીધું, જેથી જગત્ રહ્યું ના સીધું.
કો તામસથી બંધાયા રે,
કો રાજસથી રંધાયા રે,
કો સાત્ત્વિકથી સંધાયા રે,

બની નાના રે, જીવ વહે ભવભારો—ભવસિંધુ૦
સર્વ સ્થલ રે, વ્યાપી રહ્યાં તમે માતા, નવ જાણી મૂર્ખ મુઝાતા;
સઉનું બલ રે, છો જાણી કોઇ જ્ઞાતા, નિત્ય પ્રેમ ધરી ઉર ધ્યાતા.
તે આપ કૃપાબલ પામે રે,
સુખ લહેતા રહે નિષ્કામે રે,
અંતે આપસ્વરૂપમાં વિરામે રે,
અન્ય પાપી રે, ફરી ફરી લે અવતારો—ભવસિંધુ૦
અંડજને રે, સ્વેદજ ઉદ્‌ભિજ્જ ખાણે, રઝળી તમને ના જાણે;
જરાયુજ રે, દુઃખ અધિક શિર તાણે, કોઈ લહી શ્રીને સુખ માણે.
નિંદી તમને અન્ય ઉપાસે રે,
તેનો શ્રમ સઉ વ્યર્થ જાશે રે,
જન્મમૃત્યુનો માર બહુ ખાશે રે,
અહો દેવી રે, પાપ હૃદયથી વિદારો—ભવસિંધુ૦
ઘટઘટમાં રે, આપ રહ્યાં છો વ્યાપી, જીવ કોઇ શકે ન ઉથાપી;
મહા મહિમા રે, જાણે નહિ જીવ પાપી, જે જન્મી મરે સંતાપી.
જે ઘટમાં આપ શમી રહેતાં રે,
તેને જીવતું કોઈ ન લહેતાં રે,
સર્વ સંબંધીઓ ત્યજી દેતાં રે,
વિણુ શક્તિ રે, છે જીવનનો ઉધારો—ભવસિંધુ૦
કોઇ કહેતા રે, આ માયાનો મારો, કોઈ પાર ન પામ્યું વિચારો;
મુનિ મોટા રે, ગણી આ ભવને અકારો, નવ સ્પર્શ કરી લહી ખારો.

પણ તેવા મોહમાં ગળિયા રે,
તેના અંતર તાપ ન ટળિયા રે,
ફરી ફરી ભવમધ્યે ભળિયા રે,
શુણી એ કહું રે, આપ દયા ઉર ધારો.—ભવસિંધુ૦
બહુ દૈત્યો રે, પૂર્વે માર્યા પ્રીતે, કેમ આ ન હણો તે રીતે?
શ્રમ કીધો રે, પૂર્વે નિજજનહિતે, કેમ રાચો આજ અહિતે?
કામ ક્રોધ શું દૈત્ય છે નાના રે?
લોભ મોહ દમે રહી છાના રે,
મદ ભય આપે છે નાના રે,
હણી તેને રે, માત! હવે તો ઠારો.—ભવસિંધુ૦
આ ષડ્‌રિપુ રે, જીવને અધિક સંતાપે, એનું મૂળ ન કો કેમ કાપે,
જડ જોતાં રે, આપ પદે સઉ સ્થાપે, વિણ આપ કહો કો ઉથાપે?
આ જીવની પીડા પરખી રે,
તેની દુર્બલતાને નિરખી રે,
હણો રિપુબલ આપજ હરખી રે,
છે એથી રે, આ જગ દુઃખનો ક્યારો.—ભવસિંધુ૦
શ્રીસદ્‌ગુરુ રે, નરસિંહ જીવને તારે, પણ જઇ ન શકે તે દ્વારે;
હણી દોષો રે, આપ ચઢો જવ વ્હારે, તવ જીવ મહાપદ ધારે.
મા! આપ કૃપા જવ થાશે રે,
તવ દુર્ગુણ દૂર પળાશે રે,

જેથી સ્વરૂપે જીવ શમાશે રે,
યજી નરસિંહ રે, ના'વે ફરી જન્મવારો—ભવસિંધુ૦

શ્રીનૃસિંહાચાર્યજી

## ૮. મેરી માઈકી રહમ

[ ભૈરવી ગઝલ ]

[ જેવી કરે જે કરણી-એ રાહ ]

મેરી માઈકી રહમકો, સારી દુનિયા ન જાને.—મેરી૦
દુનિયા ન જાને, ના બેદ શાસ્ત્ર જાને.—મેરી૦
ના દેવ દેવી જાને, ત્રિપુટી ભી ન જાને.—મેરી૦
ના શિવ શક્તિ જાને, નારાયની ન જાને.—મેરી૦
જાને કછુ તો જાને, જો જન્મમાત જાને.—મેરી૦
માઇ કપૂત જાને, માઇ કછુ ન જાને.—મેરી૦

માર્કંડરાય રતનલાલ ધોળકિયા

---

[ ટીકા માટે જુઓ પરિશિષ્ટ ૧ ]

# ૯. હસને હસાનેવાલી

## ભૈરવી—કાફી

[ ખેલે શ્યામ અબ હોરી–એ રાહ ]

હસને હસાનેવાલી;
રોતે રોતે સારી રાત નિકાલી, હસને હસાનેવાલી.
મુઝે ક્યા ખબર મા! મેરી સાથે તું ભી રોતી હય?
મેં સમઝતા થા મુઝે રુલાકે, મેરે પાપ તું ધોતી હય.—હસને૦
મુઝે મા! ક્યા કમ દિયા? રોના રુલાના નિઠુર હય;
કાલ કૃતઘ્ની કુપુતસે, હસના હસાના દૂર હય.—હસને૦
કસમ લેતા મેં મા! તેરા, નિદાન અબ ના રોઉંગા;
કસમ લેને લેને ભી રોતા, મા ક્યું બનાઇ રોતી સુરત?—હસને૦
મેં એક કુપુત મા! બસ હુઆ, તુઝે સતાના ઔર ન હો;
ઔર કપુત કોઇ નિકલા તો, મા રોના રુલાના કસમ હો.—હસને૦
હસલે હસાલે રુલાયા મા! ભુલના, સબ હસ રહે હૈ આલમમેં;
માફ કર, પાપરૂ, મગર મુઝે તો, રોના ભલા હય આખરમેં.—હસને૦

માંકડરાય રતનલાલ ધોળકિયા

---

[ ટીકા માટે જુઓ પરિશિષ્ટ ૨ ]

# ૧૦. તારો જયજયકાર

## [ રાગ ધનાશ્રી ]

તારો જયજયકાર, જનની! તારો જયજયકાર.–ટેક.
ધજા કુસુંબી તુજ ફરકી રહી, જગ અંદર ને બહાર. જનની૦
ઋષિવર મુનિવર કદિ નવ પામ્યા, તુજ ગુણગણનો પાર. જનની૦
રૂપ ઉમાનું ધરી તેં હરને, અર્પી વિભૂતિ અપાર. જનની૦
લક્ષ્મીરૂપે લાલન તુજ કરીને, હરિ પાળે સંસાર. જનની૦
વાણીરૂપે તેં દીધો વિધિને, સર્જનનો અધિકાર. જનની૦
તુજ સત્તાવિણ પત્ર ન હાલે, તું વિણ જગ નિ:સાર. જનની૦
તુજ જ્યોતિથી જગમાં ઉજળાં, ફરતાં નર ને નાર. જનની૦
રાચે જો તું અખિલેશ્વરી તો, સંકટનો શો ભાર? જનની૦
તુજ પદમસ્તી ગણુતી સસ્તી, સુરપતિપદ હજાર. જનની૦
તુજ મંગલ હાસ્યે વસી માડી! સિદ્ધિ અપરંપાર. જનની૦
અમીદૃષ્ટિથી નિહાળી તુજ સુત, સર્વ વિપત્તિ વિદાર. જનની૦
દાસ છું તારા ચરણકમલનો, સંસૃતિપાર પાર ઉતાર. જનની૦

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા

## ૧૧. સુખ કરો સદા

[ ગરબો ]

સુખ કરો સદા નગેંદ્રનંદિની,
પ્રસન્નવદન, સુખ કરો સદા નગેંદ્રનંદિની:—ટેક
સર્વ માવડી–વડી સ્વજન નિકટ ખડી ખડી,
જનની-મલિન-ગર્ભ-શાય ન-મર્દિની. પ્રસન્ન૦
રાત્રિદિન કૃપા–પીયૂષ મુસલધાર–વર્ષિણી,
સાધુ-વિમલહૃદય-ચારુચંદની. પ્રસન્ન૦
અસુરજન-નિષૂદની સુરજન-પ્રહર્ષિણી,
ભક્તજન-અશેષભીતિ-ભંજની. પ્રસન્ન૦
મંત્ર-યંત્ર-તંત્ર-ભક્તિ-જ્ઞાન-યોગરૂપિણી,
સુહાસિની સુપાવની સનાતની. પ્રસન્ન૦
કલિકલંક-હારિણી અસંખ્યરશ્મિ-માલિની,
ભસ્મકરી વિપુલ પાપપુંજની. પ્રસન્ન૦

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા

# ૧૨. અમને હરનિશ દર્શન આપો

[ ગરબો ]

અમને હરનિશ દર્શન આપો, મારી માવડી રે!
શાને સેવકને સંતાપો? મારી માવડી રે!
મારાં સંકટ સર્વે કાપો, મારી માવડી રે. —ટેક

કોઇ કહે આરાસુરવાળી,
કોઇ કહે છે ભદ્રકાળી;
વળી ચુંવાળ બહુચર બાળી,
સર્વે જગત્‌તણી રખવાળી. —મારી૦

મા! લગની તારી લાગી,
પ્રીતજ્યોત હૃદયમાં જાગી;
તારાં કંકણુ ચૂડી વાગી,
મારા મનની ભ્રમણા ભાગી. —મારી૦

મા! સંમુખ મારી આવો,
નિજ પ્રેમસ્વરૂપ દર્શાવો;
મને ભક્તિ–સુધારસ પાવો,
હું તો રાખું તમથી દાવો. —મારી૦

મા! વિનતિ ઉરમાં ધારો,
ગણી દાસનો દાસ તમારો;

ભવસાગર પાર ઉતારો,
મારી ડુબતી નૌકા તારો. —મારી૦

ભાસ્કરરાય રતનલાલ ધોળકિયા

## ૧૩. બતલાવો બતલાવો

[ અંગ્રેજી રાહ ]

બતલાવો, બતલાવો કોઇ મંમાઇ બતલાવો,
લાવો, લાવો સંદેશા એના લાવો.— ટેક.
આભૂષણુ શું અંગ ધર્યાં છે!
વસ્ત્રો વિધવિધ રંગભર્યાં છે!
આવો, આવો મા! દર્શન દેવા આવો.— લાવો૦
માજી! તારી લગની લાગી,
પ્રેમ-જ્યોત હ્રદયામાં જાગી;
બુઝાવો, બુઝાવો મારા તનના તાપ બુઝાવો.— લાવો૦
માજી! મારી સંમુખ આવો,
સચ્ચિદ્આનંદ રૂપ બતાવો;
પાવો, પાવો મને ભક્તિ-સુધારસ પાવો.— લાવો૦
લળી લળી માઇ! પાયે લાગું,
અંતરથી હું એક જ માગું;
શમાવો, શમાવો હ્રદયે મંમાઇ! શમાવો.— લાવો૦

ભાસ્કરરાય રતનલાલ ધોળકિયા

## ૧૪. જય માલરાની

[ રાગ જેજેવંતી ]

જય માલરાની,
તું મનમાની;
વિદ્યા સરસ્વતી,
ઐકુંઠકી નિશાની:- જય૦
તું હી ગુપત, તું હી પ્રકટ,
તું હી જલ થલમેં;
સકલ શ્રેષ્ઠ માની તું,
આદ્દે ભવાની:- જય૦
તું હી સુર પરમ સુર,
તું હી દેવ આદિ દેવ;
તું હી નામ સકલ,
ગુનનકી ખાની;
તાનસેનકી માઈ,
કાહા કહું પ્રભુતાઇ;
જગત્ જાહિર કર દીની,
તેંને મેરી બાની:- જય૦

તાનસેન

# ૧૫. જય દુર્ગે

[ રાગ જંગલા ]

જય દુર્ગે દુર્ગતિ-પરિહારિણી,
શુંભ-વિદારિણી માત ભવાની! —જય૦
આદિ શક્તિ પર બ્રહ્મસ્વરૂપિણી;
જગજનની! ચહું બેદ બખાની. —જય૦
બ્રહ્મા શિવ હરિ અર્ચન કીનો;
ધ્યાન ધરત સુર નર મુનિ જ્ઞાની. —જય૦
અષ્ટ ભુજા કર ખડ્ગ બિરાજે;
સિંહ સવાર સકલ બરદાની. —જય૦
બ્રહ્માનંદ શરનમેં આયો;
ભવભય નાશ કરો મહારાની! —જય૦

બ્રહ્માનંદ સ્વામી

# ૧૬. મને ભક્તિ આપોને

[ મને ભૂલી ગયા છો-એ રાહ ]

મને ભક્તિ આપોને મુજ માવડી રે!
ક્યમ વાર લગાડો છો આવડી? હો માત!—ભક્તિ૦
મને કિંકર જાણીને દયા કરો રે;
તારા નામથી હું તરું ભવપાર-હો માત! ભક્તિ૦
તુજ ભક્તિથી મુનિવર દેવતા રે;
આદિ અનાદિ હજુ તને સેવતા-હો માત! ભક્તિ૦
માજી! શરણે આવ્યાને ઉગારીએ રે,
બિરદાળી મા! બિરદને વિચારીએ-હો માત! ભક્તિ૦
હરિલાલ દાસ કરે તારી વિનતિ રે;
માડી! તુજ વિણ મુજ નથી સહાય-હો માત! ભક્તિ૦

ભક્ત હરિલાલ

# ૧૭. દેવી ભજો દુર્ગા

[રાગ દુર્ગા]

દેવી ભજો દુર્ગા ભવાની,
જગત્-જનની મહિષાસુરમર્દિની. —દેવી૦

હિમનગનંદિની, ભવભયકંદિની;
શરનગત ચતર અભયદાયિની. —દેવી૦

ભાતખંડે

# ૧૮. સર્વવ્યાપી અંબિકા

[ ગઝલ ]

સર્વવ્યાપી અંબિકા માને અમારી પ્રાર્થના;
ભક્તને સુણજો સદાયે, એ અમારી યાચના.
દ્વાર તારે આ ઉભો હું, શીષ નામી વંદના;
ભેખ ધાર્યો ભક્તિનો, તારી કૃપાની વાંછના.
હે દયાળુ દેવી દુર્ગે! દીનબાંધવ અમ સદા;
શુદ્ધ પ્રેમે નમ્ર હૃદયે, શાંતિ અર્પો સર્વદા.
શક્તિ દો મા, મુક્તિ દેજો, તૃપ્તિ દો અમ ચિત્તમાં;
છો જગદ્વ્યાપી વિભૂતિ, ભદ્રકાલી સિદ્ધિદા મા.
મનમંદિરે માહેશ્વરી છો, દિવ્ય આ તવ દર્શના;
અમ જીવનનૌકા પાર તારો, એ અમારી ઝંખના.
રામકૃષ્ણ શિવાજી શૂરવીર, મસ્ત તારા ધ્યાનમાં;
કેશવ ચિદાનંદે નિરંતર, જય પુકારે અંબિકા મા.

કેશવચંદ્ર અંબાલાલ રાવલ

## ૧૯. જગત્-જનની માત જય હો

[ રાગ કલ્યાણ ]

જગત્-જનની માત જય હો!
દેવી શારદા. જગત્૦
બુદ્ધિઅલદ નિર્મલતા-દાયિની,
તેરો જાપ જપત નરનારી;
ફલદાયી સુખદાયી,
માત ભવાની. જગત્૦
માત અંબિકા ભવાની,
સુખકારી દુઃખહારી,
માત ભવાની. જગત્૦

અનંત દેસાઈ

## ૨૦. હર્ષથી સેવું હું હંસવાહિની

[રાગ ગૌડ મલ્હાર]

હર્ષથી સેવું હું હંસવાહિની,
વીણાધારિણી. હર્ષથી૦
આરાધન કરું નિર્મલ ચિત્તે,
પ્રાણથી પ્યારથી જીગરથી ના કરું દૂર.– હર્ષથી૦
સ્મરું સદા શારદા,
પદ–રજને, શિર ધરીને,
ગિરા! તું મને બુદ્ધિધારા, દે અપારા,
અહા! હર્ષથી, અહો! હર્ષથી.– હર્ષથી૦

સંગીતમાળા [ભાવનગર દરબારની]

## ૨૧. અંબા! હું બાળ તારો રે

[ રાગ ભૈરવી ]

અંબા! હું બાળ તારો રે, સંકટ સઉ મા નિવારો રે—અંબા૦
સંકટો નિવારો માવડી! હું અજ્ઞાની બાળ;
છોરુ કછોરું થાય છે પણ જનની પ્રતિપાળ;
અરે ઓ માત અલબેલી! પૂજું હું પ્રેમથી પહેલી,
કરોની સુખની હેલી, ગ્રહીને હસ્ત મારો રે. —અંબા૦
હું અંતરનો આંધળો, જ્ઞાનચક્ષુ તું માત,
તુજ વિણુ કાંઈ સૂઝે નહિ, સૂર્ય છતાં સાક્ષાત;
ઉગે છે સૂર્ય નવ સૂઝે, અજાકંઠથાન ક્યમ દૂઝે?
પ્રગટિયો પ્રેમ કેમ બૂઝે? નથી હું અન્ય થનારો રે. —અંબા૦
સુખમાં મા નહિ સાંભરે, એવી પલટી પ્રીત,
સંભારે સંકટસમે, એ દુનિયાની રીત;
ધરી એ રીત સંભારે, જગતમાં કાર્ય તું સારે,
ચઢોની બાળને વ્હારે, કરો ના મા અકારો રે. —અંબા૦
દુઃખસમે નિજ માવડી, મૂકે શિર જ્યમ હાથ,
તેમ તમ કર શિર ફેરવો, જાણી દાસ અનાથ;
ગણીને દાસ તારો રે, તમે અંબા! ઉગારો રે,
વિનંતિ આ સ્વીકારો રે, ખરો હું છું તમારો રે—અંબા૦

ઠગબગ જેવો હું બન્યો, કરવાં પડશે કામ,
બાનાની પત રાખશો, એ દિલમાં છે હામ;
દિલે છે હામ મા! તારી, પુરોને આશ તો મારી,
ભરૂંસો સત્ય છે ભારી, કહે ચંદ કાર્ય સારો રે. —અંબા૦

ચંદ કવિ

## ૨૨. દર્શન દિયોને

[ ગરબો ]

દર્શન દિયોને દહાડી દહાડી,
હો માવડી! દર્શન દિયોને દહાડી દહાડી.
ભવસાગરમાં ભય છે ઘણેરો;
તારો તારો મારી નાવડી.—હો માવડી! દર્શન૦
દશ દિશ ક્યારે નિહાળું તારી લીલા?
સોળે શણગારવાળી સાડી.—હો માવડી! દર્શન૦
દીપક-જ્યોત હૃદય પ્રકટાવી,
આનંદની ખીલાવો વાડી.—હો માવડી! દર્શન૦
અમૃત દષ્ટિથી વર દેવાની,
વાર કરો શું માઇ! આવડી?—હો માવડી! દર્શન૦

બાલપ્રવાસી મહારાજ

## ૨૩. રંગમાં દીસો છો બિરદાળી મા

[રાગ હમીર કલ્યાણ]

રંગમાં દીસો છો બિરદાળી મા,
જોઉં જગદંબારૂપ આજે.—જોઉં૦
શિવજી સરીખા તમ પાર ન પામ્યા;
બ્રહ્મા, વિષ્ણુ ને બ્રહ્મકુમારી મા.—જોઉં૦
પશ્ચિમે શ્રીબહુચરાજી ગોખમાં બિરાજ્યાં;
દક્ષિણમાં તુલજા ભવાની મા.—જોઉં૦
આરાસુરમાં શ્રી અંબા બિરાજ્યાં;
પાવાગઢ શોભે મહાકાલી મા.—જોઉં૦
ચોસઠ બહેનો મળીને નવરાત્રિ ખેલે;
તાલ દઇ પાડે હસ્તતાળી મા.—જોઉં૦
શૃંગાર શોભા ભવાની! વર્ણવી ન જાયે;
દીપક–શિર હસ્ત દો કૃપાળી મા.—જોઉં૦

સૌ. દીપકબા દેસાઈ

# ૨૪. પતિત-પાવની

[ગરબો]

પતિતપાવની હો, દેવી બ્રહ્માણી મંમાયા,
દેવી રુદ્રાણી મંમાયા.—પતિતપાવની૦
આરાસુરમાં અંબે આવ્યાં;
બટુક ભૈરવ સાથે લાવ્યાં;
ભક્તજનોને ભાવ્યાં.—પતિતપાવની૦
પાવાગઢ મહાકાળી બેઠાં,
ગરબે રમવા ઉતર્યાં હેઠાં;
રાવળ - હૃદયે પેઠાં.—પતિતપાવની૦
શંખલપુરમાં બહુચર શોભે,
આંજી ઝગમગતી શી ઓપે!
મન મર્યાદા લોપે.—પતિતપાવની૦
ત્રિગુણાત્મક શક્તિ મંમાઇ,
સચરાચરમાં રહી શમાઇ;
વેદ શ્રુતિએ ગાઇ.—પતિતપાવની૦

ભાસ્કરરાય રતનલાલ ધોળકિયા

## ૨૫ કરૂં સ્તુતિ તારી

[ રાગ માલકોસ ]

કરું સ્તુતિ તારી હું માજી! સદા;
  તું હી કાલિકા મા, તું હી અર્બુદા.—કરું૦
તું હી સર્વ શક્તિ, જગત્-ઈશ્વરી;
  રહ્યો શરણુ તારે મા આરાસુરી !—કરું૦
તું હી વેદ ચારે, તુંહી શાસ્ત્ર સાર;
  તું હી યોગજ્ઞાને, તું હી તારનાર—કરું૦
જળે તું સ્થળે તું, આકાશે તું હી;
  મરુતે તું તેજે તું, વ્યાપી રહી.—કરું૦
મુનિ શાસ્ત્રવેત્તા ને મોટા કવિ;
  શકે ન કદી તુજ, ગુણુ વર્ણવી.—કરું૦
ગજું શું ત્યાં મારું? છું મંદમતિ હું;
  રસિક રસનાએ, તુજ નામ રટું—કરું૦

રસિકલાલ છોટાલાલ મહેતા

## ૨૬. જનનીની વાતો તો છે રે જુદી

[ રાગ માઢ ]

જનનીની વાતો તો છે રે જુદી,
થાશે ના કર્યું એનું કોઇથી રે, મા. —જનનીની૦
નવ માસ લગી કુખમાં રાખી,
કષ્ટો અનેરાં ખમતી;
ભુખે મરી, બાળને પોષતી રે, મા. —જનનીની૦
સુકે સુવાડી ભીને સુતી,
જેમ તેમ રાત્રિ ગાળતી;
પળે પળે ઝબકી જોતી,
નિદ્રા ના લેતી પુરી રે, મા. —જનનીની૦
ક્રોધમાં આવી મારે કદી,
અંતરથી થાતી ના ભુંડી;
બીજી પળે ગોદમાં ઘાલી,
અંતરથી કરતી બોકી રે, મા. —જનનીની૦

હરેશ વિનાયકરામ મહેતા

# ૨૭. શિવ નામ સુમર નર

[ રાગ જંગલા ]

શિવ શિવ શિવ શિવ નામ સુમર નર!
સકલ મનોરથ પૂરનકારી.—શિવ શિવ૦
રાવણુ નામ લિયો દૃઢ મનસે;
સકલ દેવ આજ્ઞા સિર ધારી.—શિવ શિવ૦
નંદીગણુ સબ સુમરન કીનો;
કાલ - પાશ તત્કાલ નિવારી.—શિવ શિવ૦
ઉપમન્યુ મુનિ કરી તપસ્યા;
દુધસમુદ્ર કિયો બડભારી.—શિવ શિવ૦
બ્રહ્માનંદ યેહિ વર માંગે;
ભક્તિદાન દીજે ત્રિપુરારિ.—શિવ શિવ૦

બ્રહ્માનંદ સ્વામી

## ૨૮. માથે જડ ચંદા

[ રાગ જેજેવંતી ]

માથે જડ ચંદા,
શીષ મોરપંખ–મુકુટ બિરાજે.—માથે૦
કાનન કુંડળ, ગલે
બ્યાલકી માલા બિરાજે.—માથે૦

પ્રાચીન કીર્તન

# ૨૯. રઘુવર! તુમકો મેરી લાજ

[રાગ પીલુ]

રઘુવર ! તુમકો મેરી લાજ.—રઘુવર૦
સદા સદા મૈં સરન તિહારી;
તુમ બડે ગરીબ-નિવાજ.—રઘુવર૦
પતિત-ઉધારન બિરુદ તિહારો;
સવનન સુની અવાજ—રઘુવર૦
હૌં તો પતિત પુરાતન કહિયે;
પાર ઉતારો જહાજ.—રઘુવર૦
અઘ-ખંડન દુઃખ-ભંજન જનકે;
યહી તિહારો કાજ.—રઘુવર૦
તુલસીદાસ પર કિરપા કરિયે;
ભક્તિદાન દેહુ આજ.—રઘુવર૦

**તુલસીદાસ**

## ૩૦. ભજ લે નર! રામચરન

[ પ્રભાતી ]

ભજ લે નર! રામચરન નિશદિન સુખદાઇ.–ભજ લે૦

નરતન યહ બારબાર,
જગમેં નહીં મિલનસાર;
કોઇ દિનકી બહાર,
પિછે પછતાઇ—ભજ લે૦

નારી સુત માત તાત,
ચાર દિવસકી જમાત;
કોઇ નહિ સંગ જાત,
નરકમેં સહાઇ.—ભજ લે૦

ધનકા ક્યા કરત માન?
પંકજ–જલ–લવ–સમાન;
કર લે કુછ કરસે દાન,
બહત નદી જાઇ.—ભજ લે૦

બાર બાર રામનામ,
ભજલે તજ સકલ કામ;
બ્રહ્માનંદ પરમ ધામ,
અંતકાલ પાઇ.—ભજ લે૦

બ્રહ્માનંદ સ્વામી

## ૩૧. દીનાનાથ દયાળ નટવર

[ રાગ બાગેશ્રી ]

દીનાનાથ દયાળ નટવર !
હાથ મારો મૂકશો મા.—દીનાનાથ૦
આ મહાભવસાગરે
ભગવાન હું ભૂલ્યો પડ્યો છું;
ચૌદ–લોક–નિવાસ ચપલા–
કાંત ! આ તક ચૂકશો મા.—દીનાનાથ૦
ઓથ ઈશ્વર ! આપનો,
સાધન વિષે સમજું નહિ હું;
પ્રાણુપાલક પોત જોઈ
શંખ આખર ફૂંકશો મા.—દીનાનાથ૦
માત તાત સગાં સહોદર,
જે કહું તે આપ મારે;
હે કૃપામૃતના સરોવર !
દાસ સારુ સૂકશો મા.—દીનાનાથ૦
શરણુ કેશવલાલનું છે,
ચરણુ હે હરિરામ ! તારું;
અખિલ–નાયક આ સમે,
ખોટે મશે પણુ ખૂટશો મા.—દીનાનાથ૦

કેશવલાલ હરિરામ

# ૩૨. મારી નાડ તમારે હાથે

[ રાગ સોરઠ ]

મારી નાડ તમારે હાથે હરિ! સંભાળજો રે;
મુજને પોતાનો જાણીને પ્રભુ પદ પાળજો રે—મારી૦
પથ્યાપથ્ય નથી સમજાતું,
દુ:ખ સદૈવ રહે ઉભરાતું;
મને હશે શું થાતું નાથ! નિહાળજો રે.—મારી૦
અનાદિ આપ વૈદ્ય છો સાચા,
કોઇ ઉપાય વિષે નહિ કાચા;
દિવસ રહ્યા છે ટાંચા વેળા વાળજો રે.—મારી૦
વિશ્વેશ્વર! શું હજી વિસારો?
બાજી હાથ છતાં કાં હારો?
મહા મુંઝારો મારો નટવર! ટાળજો રે.—મારી૦
કેશવ હરિ! મારૂં શું થાશે?
ઘાણ વળ્યો, શું ગઢ ઘેરાશે?
લાજ તમારી જાશે ભૂધર! ભાળજો રે.—મારી૦

કેશવલાલ હરિરામ

# ૩૩. અખિલ બ્રહ્માંડમાં

## [ પ્રભાતિયું ]

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ,
જૂજવે રૂપે અનંત ભાસે,
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું,
શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે.—અખિલ૦
પવન તું, પાણી તું, ભૂમિ તું ભૂધરા !
વૃક્ષ થઇ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસ લેવાને,
શિવ થકી જીવ થયો એ જ આશે.—અખિલ૦
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ સાખ દે,
કનક કુંડળ વિષે ભેદ ન્હોયે;
ઘાટ ઘડિયા પછી નામ રૂપ જુજવાં,
અંતે તો હેમનું હેમ હોય.—અખિલ૦
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું,
જોઉં પટંતરો એજ પાસે;
ભણે નરસૈંયો એ મનતણી શોધના,
પ્રીત કરું પ્રેમથી પ્રકટ થાશે.—અખિલ૦

નરસિંહ મહેતા

## ૩૪. શીષ મુકુટ તિલક ભાલ

[ રાગ યમન ]

શીષ મુકુટ તિલક ભાલ;
કાનન કુંડલ વિશાલ;
કંઠમેં બિજંતી માલ,
શોભત અતિ ભારી—શીષ૦
વિલસત તન પીત વસન,
વદન મંદ મંદ હસન;
તીન–લોક–તાપ–ત્રસન,
ચતુર–ભુજા – ધારી.—શીષ૦
શંખ ચક્ર ગદા સંગ,
રમા બસત વામ અંગ;
સુંદર શુભ શ્યામ રંગ,
ગરુડકી સવારી.—શીષ૦
કુટિલ કુટિલ અલક રાજે,
પગમેં નૂપુર બિરાજે;
બ્રહ્માનંદ મદન લાજે,
રૂપકો નિહારી.—શીષ૦

બ્રહ્માનંદ સ્વામી

## ૩૫. જય શ્યામસુંદર

[ રાગ કલ્યાણ ]

જય શ્યામસુંદર સુખકારી રે !
તારી મૂર્તિ મધુરી મનહારી.—જય શ્યામ૦
તારી મૂર્તિ મધુરી મનહારી રે,
તુજ નામ-સ્મરણ સુખકારી.—જય શ્યામ૦
શુકસનકાદિક સેવે સ્નેહે
છબિ તુજ મંગલકારી રે.—જય શ્યામ૦

મુંબઈ ગુજરાતી નાટક-મંડળી

# ३६. वन्दे नन्दकुमारम्

[ રાગ કાફી ]

वन्दे नन्दकुमारं
श्रीधरणीशं, बहुगुणसारम्— वन्दे०
श्रुतिशास्तारं जगदाधारं
श्याममनोहरमतिसुकुमारं
गोपीचित्तविहारं
वन्दे कृष्णं जय ॐकारम्— वन्दे०

# ૩૭. મનમોહન મુરલીવાલા

[ રાગ દુર્ગા ]

મનમોહન મુરલીવાલા!
મુરલીવાલા સખી! હૈ કાલા.—મનમોહન૰
નિશદિન જાકો ધ્યાન ધરત હૈ,
મુનિ નિગમાગમ ગુન ગાવત હૈ;
જિત જઇએ ઉત હમ દેખત હૈ,
શીષ મુકુટ ગલે વનમાલા.—મનમોહન૰

શંકરરાવ વ્યાસ

# ૩૮. અબકી ટેક હમારી

[રાગ કાફી હોરી]

અબકી ટેક હમારી,
લાજ રખો ગિરિધારી! — અબકી૦
જૈસી લાજ રખી અર્જુનકી,
ભારત-યુદ્ધ મંઝારી;
સારથિ હોકર રથકો હાંકો,
ચક્ર સુદર્શન ધારી;
ભક્તનકી ટેક ન ટારી. અબકી૦
જૈસી લાજ રખી દ્રોપદીકી,
હો ન દીની ઉઘારી;
ખેંચત ખેંચત દો ભુજ થાકે;
દુ:શાસન પચહારી;
ચીર બઢાયો મુરારિ.— અબકી૦
સુરદાસકી લાજ રખો,
અબકો હૈ રખવારી;
રાધે રાધે શ્રીવર પ્યારો,
શ્રી વૃખભાન-દુલારી,
શરન તક આયો તુમારી.— અબકી૦

સુરદાસ

# ૩૯. બંસીવાલા

[ રાગ માઢ ]

બંસીવાલા ! આજો હમારે દેશ;
તોરી શામળી સુરત હદ વેશ.—બંસીવાલા૦
આવન આવન કહ ગયે, કર ગયે કોલ અનેક;
ગણુતાં ગણુતાં ઘસ ગઇ જિહ્વા, હારી આંગળિયોકી રેખ.-બંસીવાલ
એક બન ઢુંઢી સકલ બન ઢુંઢી, ઢુંઢો સારો દેશ;
તોરે કારન જોગન હોઉંગી, કરુંગી ભગવો વેશ. બંસીવાલા૦
કાગદ નાહીં, શાહી નહીં, કલમ નહીં લવ લેશ;
પંખીડું પરમેશ નાહીં,કિન સંગ લખું સંદેશ ?—બંસીવાલા૦
મોર મુગટ શિર છત્ર બિરાજે, ઘુઘરવાળા કેશ;
મીરાંકે પ્રભુ ગિરિધર નાગર, આવોની એણે વેશ.—બંસીવાલા૦

મીરાંબાઇ

# ૪૦. કૃપાસિંધુ કહાવો રે

## [ધીરાની કાફી]

કૃપાસિંધુ કહાવો રે, કૃપા મને કેમ ન કરો?
આવડી શી આડંબી રે, રંકપર રોષ ધરો?—કૃપા૦
અનેક ભક્તોના પૂર્યા મનોરથ, મનવાંછિત તત્કાળ,
તેમાંથી એક ટાળ્યો મુજને, તે ન ઘટે ગોપાળ;
બિરદને છે બટ્ટો રે, દાસને તો કરતાં પરો—કૃપા૦
દોષ દયાનિધિ! ક્યાં લગી જોશો? ગણુતાં ન આવે અંત,
છો સુકુમાર શ્રમિત થાશો માટે, ભુલી ભુલી જાઓ ભગવંત!
બંનેને સુખ થાશે રે, એજ ઉપાય ખરો.—કૃપા૦
મારી આશા પૂરી કરતાં, નાણું નહિ બેસે નાથ!
તમે ઉદાર અંતર્યામી, હું છું દીન અનાથ;
સમુદ્ર નહિ ખૂટે રે, બિંદુ એક કરતાં વરો.—કૃપા૦
પ્રમાણુ મુકીને બળ કરશો તો, સરશે મારાં કાજ,
માટે હું કહું છું કરણી ન જોશો, મન સમજો મહારાજ!
દયાનાં દુઃખ કાપો રે, રંગીલા! હૃદયામાં ધરો.—કૃપા૦

દયારામ

# ૪૧. ભટકતાં ભવમાં રે

## [ધીરાની કાફી]

ભટકતાં ભવમાં રે; ગયા કાળ કોટિ વહી;
હદ થઈ હાવાં રે, રાખો હરિ! હાથ ગ્રહી.—ભટકતાં૦
આવ્યો શરણ ત્રિતાપનો દાઝયો, શીતળ કીજે શ્યામ!
કરગરી કહું છું કૃષ્ણ કૃપાનિધિ! રાખો ચરણ સુખધામ;
કરુણા-કટાક્ષે રે, કિલ્મિષ કોટિ દહી.—ભટકતાં૦
જો મારા કૃત સામું જોશો, તો ઠરશે બરાબરી,
રત્ન-ગુંજા કેમ હોય બરાબર? હું તો રંક ને તમે હરિ;
માટે મન મોટું રે, કરો મને રંક લહી.—ભટકતાં૦
આશાભર્યો આવ્યો અવિનાશી! સમર્થ લહી તમ પાસ,
ધર્મધુરંધર તમ દ્વારેથી હું કેમ જાઉં નિરાશ?
નિજનો કરી લેજો રે, ના તો મને કહેશો નહિ.—ભટકતાં૦
અરજ સાંભળો અનાથ જનની, શ્રવણે શ્રીરણછોડ!
એકવાર સંમુખ જુઓ શામળા! તો પહોંચે મારા મનના કોડ;
હસીને બોલાવો રે, "દયા! તું તો મારો" કહી.—ભટકતાં૦

દયારામ

## ૪૨. મુરારિ! દો મને દર્શન

[ ગરબો ]

મુરારિ! દો મને દર્શન,
તમારી હું ભિખારી છું.
રહો આ રંકપર પરસન,
તમારી હું ભિખારી છું.
દરશ દેવા જરા આવો,
દયાળુ! કેમ તલસાવો?
દયા લાવો, દયા લાવો,
તમારી હું ભિખારી છું.
હજારો નામના નામી!
પધારો સત્યના સ્વામી!
તમારી છે ફક્ત ખામી,
તમારી હું ભિખારી છું.
પધારો ઓ પ્રભુ! ભાવે,
નયને નીંદ ના આવે.
રસીલા! શીદને તલસાવો?
તમારી હું ભિખારી છું.

( મળેલું )

## ૪૩. મેરે જનમ મરનકે સાથી

[રાગ હમીર]

મેરે જનમ–મરનકે સાથી !
તૂંને નહીં વિસરું દિનરાતી.—મેરે૦
તુમ દેખ્યા બિન કલ ન પરત હૈ,
જાનત મેરી છાતી;
ઉંચી ચઢચઢ પંથ નિહારું,
રોય રોય અખિયાં રાતી.—મેરે૦
યહ સંસાર સકલ જગ જૂઠો;
જૂઠા કુલરા નાતી;
દોહુ કર જોડ્યાં અરજ કરત હું,
સુન લિજયો મેરી બાતી.—મેરે૦
યહ મન મેરો બડો હરામી,
જ્યું મદમાતો હાથી;
સદ્‌ગુરુ હસ્ત ધર્યો સિર ઉપર,
આંકુસ દે સમજાતી.—મેરે૦
મીરાંકે પ્રભુ ગિરિધર નાગર,
હરિચરનાં ચિત રાતી;
પલપલ તેરા રૂપ નિહારું,
નિરખ નિરખ સુખ પાતી.—મેરે૦

**મીરાંબાઇ**

# ૪૪. દીનનો દયાળ

[ રાગ ખમાચ ]

દીનનો દયાળ છોડી, કોને શરણુ જાઉં ?
માત તાત જાણી પ્રભુ, ચરણુ પ્રતિ ધાઉં;
પામીને પ્રસાદ પૂર્ણ કૃતિ કૃતાર્થ થાઉં.—દીનનો૦
નીતિ ભક્તિરૂપ પુણ્ય તીર્થમાં હું નાહું;
પરમ ઇષ્ટ બ્રહ્મની હું, સ્તુતિ ગુણુ ગાઉં.—દીનનો૦
પ્રભુ કૃપાનિધાનની હું પૂર્ણ કૃપા ચાહું;
સંકટ સમય નાથપલ્લવ હું સાહું.—દીનનો૦
નમી નમી પરાત્પરા ! હું શરણુ તારે આવું;
પ્રેમ–પુષ્પ–અંજલિ હું પ્રભુપદે વધાવું.—દીનનો૦

ભોળાનાથ સારાભાઈ

# ૪૫. પ્રિયતમ પ્રભુ ! કરીએ વંદના

[રાગ કલ્યાણ]

પ્રિયતમ પ્રભુ! કરીએ વંદના;
જયઘોષસહિત આનંદના. —પ્રિયતમ૦
આપ પ્રભો ! અમ ચાલક પાલક;
સાચું ધન અમ રંકના. —પ્રિયતમ૦
ક્ષણક્ષણના છો આપ સહાયક;
છો સાથી ભવઅંતના. —પ્રિયતમ૦
શુભ જોનારા આપ ન જોશો;
દોષો આ મતિમંદના. —પ્રિયતમ૦
સત્તારૂપે વિશ્વ સકલમાં;
વ્યાપક આપ નિરંજના. —પ્રિયતમ૦
અમ સત્તાધન અમને આપો;
બાલક અમે શ્રીમંતના. —પ્રિયતમ૦
નિજ સત્તાબલ અધિક પ્રકાશો;
કરવું રહે આક્રંદ ના. —પ્રિયતમ૦
નરહરિ સત્તા સ્વરૂપે પ્રકટો;
હૃદયે સાધક સંતના. —પ્રિયતમ૦

શ્રીઉપેંદ્રાચાર્ય

## ૪૬. પ્રિયતમ પ્રભુ! નમીએ આપને

[ રાગ કલ્યાણ ]

પ્રિયતમ પ્રભુ! નમીએ આપને;
જપીએ પાવન તમ જાપને. —પ્રિયતમ૦
જ્ઞાનદીપક હૃદયે પ્રકટાવી,
પૂર્ણ પ્રજાળો પાપને. —પ્રિયતમ૦
બળસાગર! રગ રગ બળ રેડો,
નસ નસ દો નીતિછાપને. —પ્રિયતમ૦
અમ અંતર દમતા કુવિચારો,
પાત્ર થજો તમ શાપને. —પ્રિયતમ૦
આપ-વદન-શશી એવા મથતા,
માંજો અમ મન-ખાપને. —પ્રિયતમ૦
પોતાના ગણી પાળો અમને,
એજ અરજ માબાપને. —પ્રિયતમ૦

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા

# ૪૭. આપનો મારા પ્રભુ

આપનો મારા પ્રભુ! મને છંદ કયારે લાગશે?
મને નાદ કયારે લાગશે? —આપનો૦
દૃશ્યને જેમાં વિસારી, વિશ્વવૈભવ તુચ્છકારી,
આપ પ્રભુપદ લીન થનારી, મતિ કયારે જાગશે?—આપનો૦
આપ એકજ આપ જ્યાં ત્યાં, અન્ય વસ્તુ છે નહિ કયાં;
એવું અનુભવી કિલષ્ટ મન નિજ, અહં કયારે ત્યાગશે? --આપનો૦
સુખ તિલાંજલિ દેઈ તત્ક્ષણ, નિજ જીવનને અર્પીને પણ;
સર્વના બદલામાં કયારે આપને એ માગશે? —આપનો૦
આપ વિણ ખાવું ન ભાવે, કાંઇ પણ કરવું ન ફાવે;
વૃત્તિ એવી આપમાં કયારે સુદૃઢ અનુરાગશે? —આપનો૦
મારે અંતર—મંદિરે કાંઇ સ્મરણ—ઘંટ દિવ્ય સ્વરે;
"આપ મારા, આપ મારા" એવો કયારે વાગશે? —આપનો૦
આપ વિણ કશું સાંભરે ના, આપ વિણ સુઝે બીજું ના;
આપ પ્રભુથી નિતાંત મારો ભેદ કયારે ભાગશે? —આપનો૦

શ્રીઉપેંદ્રાચાર્ય

## ૪૮. દયાઘન ! પાર ઉતારો નાવ

[ રાગ પીલુ ]

દયાઘન ! પાર ઉતારો નાવ.–ટેક.
આંધી ચઢી જળ મારે ઉછાળા,
ભૂલ્યો સુકાની નાવ.–દયાઘન !
સૂરજ અસ્ત શશી તારાગણ
અંધારે ગરકાવ–દયાઘન !
નીર તીર બની એક ગુંથાયાં,
કરવી કોને રાવ ?–દયાઘન !
શઢ તુટ્યા, ખોવાય હલેસાં;
મારગ નાથ બતાવ.–દયાઘન !
પાપભાર જરી હળવો કરીને
ડુબતી નાવ બચાવ.–દયાઘન !

રમણલાલ વસંતલાલ દેસાઈ

# ૪૯. એક જ દે ચિનગારી

[રાગ ભૈરવી]

એક જ દે ચિનગારી, મહાનલ!
એક જ દે ચિનગારી.
ચકમક લોઢું ઘસતાં ઘસતાં,
ખરચી જિંદગી સારી;
જામગરીમાં તણખો ન પડ્યો,
ન ફળી મહેનત મારી.– મહાનલ!
ચાંદો સળગ્યો, સૂરજ સળગ્યો,
સળગી આભ અટારી;
ના સળગી એક સગડી મારી,
વાત વિપત્‌ની ભારી.– મહાનલ!
ઠંડીમાં મુજ કાયા થથરે,
ખૂટી ધીરજ મારી;
વિશ્વાનલ! હું અધિક ન માગું,
માગું એક ચિનગારી.– મહાનલ!

હરિહર ભટ્ટ

## ૫૦. દયાસિંધુ ! તારે બારણે

[રાગ માઢ]

દયાસિંધુ ! તારે બારણે,
પોકારું દીન બાળ.
સાંજ પડે ને રાત પડે ને,
વેગે વીતી જાય કાળ;
અજ્ઞાની ચેત્યો નહિ,
સાહ્ય કરો પ્રતિપાળ.— દયાસિંધુ૦
તારો, તારો, તારો મને રે,
તારો ત્રિભુવનનાથ;
ભવસાગરમાં ડૂબી રહ્યો છું;
હેતે ગ્રહો તમે હાથ.— દયાસિંધુ૦

[ગળેલું]

# ૫૨. તૂ દયાળ, દીન હૌં

[રાગ દેશ]

તૂ દયાળ, દીન હૌં, તૂ દાની હૌં ભિખારી;
હૌં પ્રસિદ્ધ પાતકી તૂ પાપ-પુંજ-હારી.
નાથ તૂ અનાથકો, અનાથ કૌન મોસો ?
મો સમાન આરત નાહીં, આરતહર તોસો.— તૂ૦
બ્રહ્મ તૂ, હૌં જીવ, તૂ ઠાકુર, હૌં ચેરો;
તાત, માત, ગુરુ, સખા, તૂ સબ વિધિ હિતુ મેરો;—તૂ૦
તોહિં મોહિં નાતે અનેક માનિયે જો ભાવૈ;
જ્યોં ત્યોં તુલસી કૃપાલુ ચરન-શરન પાવે.— તૂ૦

તુલસીદાસ

# ૫૨. તેરી ગત અગાધ

[રાગ માલકૌસ]

તેરી ગત અગાધ, મોપેં બરની ન જાયે;
નિરંજન નિરાકાર નારાયણ.— તેરી૦
સપ્ત દ્વીપ સપ્ત સાહર,
અષ્ટ કુલ પરબત;
મેરુ રચ્યો સર્વે-ધારાયણ.— તેરી૦
તુંહી ચંદ તુંહી સૂરજ,
તુંહી ઉડગનકે તારા;
તુંહી તેજ પવન પાની,
તુંહી ધરની આસમાન;
તાનસેન કે પિયા, ઘટઘટમેં કરત ધ્યાન;
અગમ નિગમ સકલ શેષ ધરત ધ્યાન.— તેરી૦

તાનસેન

# ૫૩. મને ચાકર રાખોજી

[રાગ માઢ]

મને ચાકર રાખોજી;
ચાકર રાખો, ચાકર રાખો, ચાકર રાખોજી.— મને૦
ચાકર રહસૂં, બાગ લગાસું, નિત ઉઠ દરસન પાસૂં;
વૃંદાવનકી કુંજ-ગલનમેં, ગોવિંદ-લીલા ગાસૂં.— મને૦
ચાકરીમેં દરસન પાઊં, સુમિરન પાઊં ખરચી;
ભાવ ભક્તિ જાગીરી પાઊં; તીનો બાતાં સરસી.— મને૦
મોર મુકુટ પીતાંબર સોહે, ગલ બૈજંતી માલા;
વૃંદાવનમેં ધેનુ ચરાવે, મોહન મુરલીવાલા.— મને૦
ઊંચે ઊંચે મહલ બનાઊં, બીચ બીચ રાખું બારી;
સાંવરિયાકે દરસન પાઊં, પહિર કુસુંભી સારી.— મને૦
જોગી આયા જોગ કરનકૂં, તપ કરને સંન્યાસી;
હરિભજનકૂં સાધુ આયે, વૃંદાવનકે વાસી.— મને૦
મીરાંકે પ્રભુ ગહિર ગભીરા, હૃદે રહોજી ધીરા;
આધી રાત પ્રભુ દરસન દીન્હો, જમુનાજીકે તીરા.—મને૦

મીરાંબાઈ

## ૫૪. જોગી મત જા

[રાગ ભૈરવી]

જોગી! મત જા, મત જા, મત જા;
પાય પરું મૈં તેરા.— જોગી૦
પ્રેમ ભક્તિકો પંથ હી ન્યારો;
હમકું ગેલ બતાજા.— જોગી૦
અગર ચંદનકી ચિતા રચાઉં;
અપને હાથ જલાજા— જોગી૦
જલ જલ ભયી ભસ્મકી ઢેરી;
અપને અંગ લગાજા.— જોગી૦
મીરાંકે પ્રભુ ગિરિધર નાગર;
જોતમેં જોત મિલાજા.— જોગી૦

મીરાંબાઈ

# ૫૫. તુમારે કારન

## [રાગ ઝીંઝોટી મિશ્ર]

તુમારે કારન સબ સુખ છોડિયાં,
અબ મોહે ક્યું તલસાવો ?— તુમારે૦
બિરહ–બિથા લાગી ઉર અંદર;
સો તુમ આય બુઝાવો, પ્રભુજી !
સો તુમ આય બુઝાવો.— તુમારે૦
અબ છોડિયાં નહીં બને પ્રભુજી !
હંસકર તુરત બુલાવો, પ્રભુજી !
હંસકર તુરત બુલાવો.— તુમારે૦
મીરાં દાસી જનમ- જનમકી,
અંગસું અંગ લગાવો, પ્રભુજી !
ચિત્તસું ચિત્ત લગાવો. —તુમારે૦

મીરાંબાઈ

## ૫૬. કોન હરે મોરી પીર

[રાગ સોરઠ]

કોન હરે મોરી પીર, પ્રભુ બિન, કોન હરે મોરી પીર ?

જગજનસે અતિ પ્રીતિ કરીકે;
મન હોવે દિલગીર.— પ્રભુ૦
પ્રેમપાશસે અંગ સબ બાંધે;
ડારી હૈ મોહ-જંજીર.— પ્રભુ૦
ચિંતન નિશદિન કરત બિષયકો;
ચિત્ત ન હોવત સ્થિર.— પ્રભુ૦
બહિર્ અભ્યંતર દુઃખ દેખીકે;
ચલત નયનસે નીર.— પ્રભુ૦
બાંધે હુવે યહ ભવ-સાગરમેં;
હિત ન નિરખત તીર.— પ્રભુ૦
ઘરી ઘરી ઘટમેં ખોજ કિયા અબ;
શિથિલ ભયો હૈ શરીર.— પ્રભુ૦
નયન પ્રસારીકે નિરખ્યો નિરંતર,
પેખ્યો ન હરિ-મંદિર.— પ્રભુ૦
નૃસિંહ સદ્‌ગુરુ તારક પ્રભુ બિન;
કોન દિયે અબ ધીર ?— પ્રભુ૦

શ્રીનૃસિંહાચાર્યજી

# ૫૭. કૌન લિયે સંભાળ

[રાગ ધનાશ્રી]

કૌન લિયે સંભાળ, પ્રભુ બિન, કૌન લિયે સંભાળ ?
મર્મ શિથિલ ભયે જબ તનુકે;
નિકટ ભયો જબ કાલ.— ભુબિન૦
સ્નેહી સંબંધી દૂર તપત હૈ;
જબ હોવત બેહાલ.— પ્રભુબિન૦
સ્વાર્થી સ્વજન મન શોક ધરત ના;
ઢૂંઢત હૈ ધન માલ.— પ્રભુબિન
ઔષધ એક હુ કાર્ય કરત ના;
જબ છૂટત નસ-જાલ.— પ્રભુબિન૦
અસ્ત્ર શસ્ત્ર કછુ કામ ન આવત;
બાંધી રહે તબ ઢાલ.— પ્રભુબિન૦
નૃસિંહ નિશદિન હરિ જિને ગાયો;
અંત કરત પ્રતિપાલ.— પ્રભુબિન૦

શ્રીનૃસિંહાચાર્યજી

# ૫૮. નાથ નૃહરિ આજ

[રાગ કલ્યાણ]

નાથ નૃહરિ ! આજે ઉરમાં ઠરો,
નિર્મળ કરો મતિ, દોષ હરો.— નાથ૦

મંગળ સમયે સ્તુતિ પ્રભુ ! કરીએ, ચરણકમલમાં મસ્તક ધરીએ;
દૃશ્યચિંતન યત્નથી પરહરીએ, અનુગ્રહ અમૃતનો દો ઝરો.-નાથ૦
મેઘ સકળ સ્થળ જળ જેમ નાંખે, યોગ્ય અયોગ્ય ભેદ ન રાખે;
કરજો કૃપા તેમ શિશુ સઉ ભાખે, અધિકારભેદ ન હૃદયે ધરો.--
નાથ૦

જીવપદભાન હૃદયથી ટાળો, સચ્ચિતિસુખમાં મતિમન ઢાળો;
અનંત શક્તિથી આજે પાળો, અનુપમ ઔદાર્યને વિસ્તરો.—
નાથ૦

અણુઅણુમાં પ્રભો ! આજ જણાજો, જડદુ:ખભ્રમ શુદ્ધજ્ઞાનેહણાજો;
ગગનસુધી યશસ્તંભ ચણાજો, પ્રતાપ આજે દાખવજો ખરો.—
નાથ૦

છોટાલાલ જીવણલાલ

# ૫૯. પ્રભુ ! અભય દઈ ભય હરજો

[રાગ દરબારી કાનડા]

પ્રભુ ! અભય દઈ ભય હરજો,
ભવદવ–અનલ શમન કરી સઉનો,
શાંતિથકી મન ભરજો.– પ્રભુ૦
શરણાગત બલહીન દીન અમને, શિશુ ગણી અંકે ધરજો;
જ્ઞાનપયે મતિમનને પોષી, વત્સલતા વિસ્તરજો.– પ્રભુ!
વિકટ આ વિશ્વપ્રવાસે સંતત, કર ગ્રહી સંગે ફરજો;
દુર્ઘટ કષ્ટે હૃદય ધરીને, આશ્વાસન અતિ કરજો, પ્રભુ!
પ્રતિક્ષણ વિહિત કૃતિને સધાવી. પ્રમાદહીન ધૃતિ દેજો;
જનિમૃતિ હરી સંસૃતિથી સત્વર, ઉગારી અમને લેજો.– પ્રભુ!
દશ્યે રમતાં, સ્થલસ્થલ ભમતાં, સઉમાં આપ જણાજો;
ઇંદ્રિય દમતાં, અંતર શમતાં, આપ સહાયક થાજો.– પ્રભુ!
આયુષ–અવધિ આવ્યા પૂર્વે, આપ ચરણ દાખવજો;
દુર્ગુણ દોષ હરી નરહરિ પ્રભુ ! કુપુત્ર આ પાલવજો.– પ્રભુ૦

છોટાલાલ જીવણલાલ

## ૬૦. સુંદર શિવ મંગળ ગુણ

### [મરાઠી લાવણી]

સુંદર શિવ મંગળ ગુણ ગાઉં ઈશ્વરા !
વિભુવર ભવભયહારક નમું મહેશ્વરા !– સુંદર૦
મધુર કુસુમ વિષે રમે ગંધ સુંદરા,
કૌમુદી મુદપ્રદા ઉષા મનોહરા,
મૃદુલકંઠ કોકિલરવ શ્રવણસુખકરા;
સઉમાં હસતી વસતી,
પ્રતિફલિતા, શી લલિતા, સુંદરતા, તુજ જગદ્ધરા !– સુંદર૦
વિપ્રલંભી વિષય–મોહની મધુસ્વરા,
દિવ્ય–ધામપંથ જતાં આવી વિષધરા,
વિપથ દોરવા મથે, અહો દયાકરા !
ક્ષણ તે, હૃદયે, બળ દે,
કર ધરી આ, પરિહરવા, મધુરરવા મોહની સુરા.– સુંદર૦
વિમલ સાધુ હૃદયવિષે વિપદ–જલધરા,
વ્યાપી દમે સત્ય દૃષ્ટિ ઘનતિમિરકરા,
તે સમે વિશુદ્ધ પ્રેરી જ્ઞાનરવિકરા;
કરુણા ધરીને, ફરીને,
હરી તમને, સદય મને, મન–ગગને, શાંતિ દે સ્થિરા.–
સુંદર૦

નરસિંહરાવ ભોળાનાથ

## ૬૧. પ્રભુ પ્રેમકા પાત્ર

[રાગ વાગેશ્રી]

પ્રભુ ! પ્રેમકા પાત્ર ભરદો હમારા,
નિર્મલ જલસે ઓર પ્રેમસે પુરેપુરા ભરદો– પ્રભુ૦
ના છલકાવે ના પુલકાવે ઉલટા સુલટા,
ચાહે જેસા ફિરાવે. પ્રભુ૦
ઉભરતા રહે તેરા પ્રેમકા પાત્ર;
દુનિયા પ્રેમરસ ચાહો જીતના પાવે.- પ્રભુ૦
ઉનકે પ્રેમમેં પ્રેમ મિલાદો અપના,
ફિરતો દુનિયાકુ શાન્તિ કયું ના આવે ?- પ્રભુ૦
પ્રભુ પ્રેમરસ તેરા રહે હમેશાં;
ઉભરતા હમ ચાહ્ય જીતના દૂર ફેલાવે- પ્રભુ૦
યે પ્રેમ રસકી ધારા ટુટને ના પાવે,
જયું ફેલાવો ત્યું ઓર બઢાવે ઓર પ્રેમરસ
પીલાવે- પ્રભુ૦

પ્રમોદરાય મોતીલાલ ભચેચ

# ૬૨. મને કહોને પરમેશ્વર

[ રાગ કલ્યાણ ]

મને કહોને પરમેશ્વર કેવા હશે ?
કેવા હશે, શું કરતા હશે ?– મને૦
ઉંચા એ આંબાની ડાળીએ ચઢીને;
મો’રોને મૂકનાર કેવા હશે ?– મને૦
મીઠા એ મો’રોના સ્વાદ ચખાડી;
કોયલ બોલાવનાર કેવા હશે ?– મને૦
ગગનની ઓઢણીમાં ચાંદા સૂરજને,
તારાને ગુંથનાર કેવા હશે ?– મને૦
મને એ મારી માડીના ખોળે,
હેતે હુલાવનાર કેવા હશે ?– મને૦

[ મળેલું ]

# ૬૩. જય જગદીશ હરે

[રાગ બિહારી]

જય જગદીશ હરે !
ભક્ત જનોંકા સંકટ છીનમેં દૂર કરે;
જો ધ્યાવે ફલ પાવે દુ:ખ બિનસે મનકા.— જય૦
સુખ સંપત્તિ ગૃહ આવે કષ્ટ મિટે તનકા,
માત પિતા તુમ મેરે શરણ ગહૂ કિસકી ?
તુમ બિન ઔર ન દૂજા આસ કરૂં જિસકી.— જય૦
તુમ પૂરણ પરમાત્મા તુમ અંતર્યામી,
પરબ્રહ્મ પરમેશ્વર તુમ સબકે સ્વામી;
તુમ કૃપા કરુણા કે સાગર તુમ પાલનકર્તા;
મૈં મૂરખ ખલ કામી કૃપા કરો ભર્તા !— જય૦
તુમ હો એક અગોચર સબકે પ્રાણપતિ,
કિસ વિધ મિલૂં ગુસાઇ તુમકો મૈં કુમતિ ?
દીનબંધુ દુ:ખહર્તા ઠાકુર તુમ મેરો,
આપને હાથ ઉઠાવો દ્વાર પર્યો તેરો;
વિષય-વિકાર મિટાવો પાપ હરો દેવા !
શ્રદ્ધા ભક્તિ બઢાવો સંતનકી સેવા.— જય૦

[મળેલું]

## ૬૪. સંકટ સર્વ હરો

[રાગ પીલુ]

સંકટ સર્વ હરો, ભવપતિ! સંકટ સર્વ હરો.
અપરાધો મેં અતિશય કીધા;
અનુગ્રહ પૂર્ણ કરો.— ભવ૦
અનન્ય ભાવથી રાખું તમારો;
આશ્રય એક ખરો.— ભવ૦
કર જોડી હું વિનતિ કરું છું;
પ્રભુ! તે ચિત્ત ધરો.— ભવ૦
કરુણા-દૃષ્ટિથી મુજ હૃદયે;
પ્રેમળ ભક્તિ ભરો.— ભવ૦

[મળેલું]

# ૬૫. રે દિન કૈસે કટી હૈ

[રાગ ભૈરવી]

રે દિન કૈસે કટી હૈ,
જતન બતાયે જઈયો.
યેહી પાર ગંગા, ઓહી પાર જમુના,
બિચમેં મઢૈયાં હમરી;
છવાયે જઈયો.— જતન૦
અંતર ચીર કાગદ બનવાઈન,
અપની સુરતિયાં હિયરે;
લિખાયે જઇયો.— જતન૦
કહત કબીરા સુનો ભાઈ સાધુ,
બહિયાં પકર મોહે,
રહિયાં બતાયે જઇયો.— જતન૦

*કબીર

---

*ભક્તિસંબંધી કબીરનું આ વિરલ ભજન પરિશ્રમથી પ્રાપ્ત કરનાર સંગીતપ્રભાકર શ્રીઓંકારનાથ પંડિતના સૌજન્યથી મળ્યું છે.

## ૬૬. મંગલ મંદિર ખોલો

[ રાગ ભૈરવી ]

મંગલ મંદિર ખોલો;
દયામય! મંગલ મંદિર ખોલો.
જીવન-વન અતિવેગે વટાવ્યું,
દ્વાર ઉભો શિશુ ભોળો;
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો,
શિશુને ઉરમાં લ્યો લ્યો.— દયામય!
નામ મધુર તમ રટ્યો નિરંતર,
શિશુ સહ પ્રેમે બોલો;
દિવ્ય તૃષાભર આવ્યો બાલક,
પ્રેમ-અમીરસ ઢોળો.— દયામય!

નરસિંહરાવ ભોળાનાથ

## ૬૭ શરમિન્દા હો ખડા હું મૈં

[ રાગ ઝીંઝોટી ]

શરમિન્દા હો ખડા હું મૈં,
તેરી સરહદસેં દૂર;
ક્યા લેકે મું મૈં આ શકું
તેરી કદમોં હજુર ?— શરમિન્દા૦
શરમ મુઝે મેરી નહિં,
હું બેશર્મ બેહયા;
શરમ મુઝે તેરી સહી,
ખલકતકા જહાંપનાહ.— શરમિન્દા૦
નાપાક ગુન્હેગાર મૈં,
તું પાર પરવરદિગાર;
બદનક્ષી કી મૈંને તેરી,
ઠગ ભક્ત બની સંસાર.— શરમિન્દા૦
શરમ મુઝે તેરે લિયે,
હો તુઝે મેરે સરદાર !
દરદીકો પાવન કર બખશ,
રહના તેરે દરબાર.— શરમિન્દા૦

ગોપાળશંકર વેણીશંકર ભચેચ

## ૬૮. તપશાલી તને

[ રાગ ખમાચ મિશ્ર ]

તપશાલી તને કોન કરી મુરલી ?
બાજ રહીથી મુખ મોહનપર.— કોન૦
મુરલી ! તેરી ઉદખુદ જાનું,
બહિર બાંસકી તું લકડી;
ગાંઠ ગાંઠપર છેદ લગાયા,
સુઘડ સુથાર ઘડી મુરલી !— તપશાલી૦
મીરાંકે પ્રભુ ગિરધર નાગર;
સંગતસે સુધરી મુરલી !— તપશાલી૦

મીરાંબાઈ

# ૬૯. તુમસે લાગી તાળી

[ રાગ ગરબો ]

તુમસે લાગી તાળી વ્હાલા! તુમસે લાગી તાળી;
ગિરધારી ગોપાળલાલ! તુમસે લાગી તાળી.
રણછોડરાયને નોતરૂં દેવા, હું તો વહેલી ચાલી.— તુમસે૦
હાથમાં કંકાવટી ને, ચાંલ્લો કરવા ચાલી.— તુમસે૦
ચોળી પહેરી ચણિયો પહેર્યો, ભૂલ ગઇ સાડી.— તુમસે૦
ખીચડીમાં ખાંડ નાંખી, ખીર થઇ ખારી.— તુમસે૦
નરસૈંયાના સ્વામી મને, બ્હાવરી બનાવી.— તુમસે૦

નરસિંહ મહેતા

## ૭૦. મોરલીકી ધૂન સુની

[ રાગ માલગુંજી ]

મોરલીકી ધૂન સુની,
સખીરી આજ, મુરલીકી ધુન સુની;
સુઝત નાહિ કછુ કામકાજ આજ.— મુરલીકી૦
જાત રહીથી જમુના જલ ભરન;
ભરન લગી, ડૂબ ગઈ ગગરી મોરી.— મુરલીકી૦
ક્યા રે કરું સુધ ગઈ મોરી તનકી?
ચોર લિયો ચિત્ત બંસી ધરન આજ.— મુરલીકી૦

શંકરરાવ વ્યાસ

## ૭૧. યમુનાતણા કિનારે

[ રાગ ભૈરવી ]

યમુનાતણા કિનારે ગોપાળ ગો ચરાવે;
સંગીત–સ્વર–ઈસારે રાધા નિકટ બુલાવે.— યમુના૦
બંસી–ધ્વનિ સુણીને, શુધ દેહની ભુલીને;
ઝટ નીકળીને રાધા, ગોપાળ પાસ આવે.— યમુના૦
યમુના–સરિત્‌–કુંજે શય્યા કમળ બિછાવી;
શ્રી કૃષ્ણ–કર–કમલથી રાધા ચરણ દબાવે.— યમુના૦

[ મળેલું ]

## ૭૨. નાચત નાચત આયે

[ રાગ જેજેવંતી ]

નાચત નાચત આયે, કનૈયા,
નાચત નાચત આયે.
જબહી બોલાવે,
જસોદા મૈયા.— નાચત૦
ભુખ લગી હૈ,
દો ખાનેકા;
ગાય ગાયકે ધાયે કનૈયા.— નાચત૦

પ્રાચીન કીર્તન

# ૭૩. પ્રબલ પ્રેમકે પાલે

[ રાગ બડહંસ ]

પ્રબલ પ્રેમકે પાલે, પડકર, પ્રબલ પ્રેમકે પાલે;
પ્રભુકો નિયમ બદલતે દેખા.— પ્રબલ૦
જિસકા ધ્યાન ધરે યોગીજન,
કિંતુ નઝરમેં નહિ આતે દેખા;
વો પ્રભુ બાલ ગોપાલ બનકર,
ગ્વાલ બાલસહ ધાતે દેખા.— પ્રબલ૦
જિસકા ચરણકમલ કમલાકે,
કરસેં બહાર ન જાતે દેખા;
વો મધુબનકી કુંજગલનમેં,
કંટક–પથપર ધાતે દેખા— પ્રબલ૦
જિસકી વક્ર ભ્રકુટી હોને પર,
સાગર સમ ઉબલતે દેખા;
વો પ્રભુ માત યશોદાકે આગે,
આંસુ ભરભર રોતે દેખા.— પ્રબલ૦

[ મળેલું ]

# ૭૪. જોને સખી પેલો

[ ગરબો ]

જોને સખી,! પેલો જમુનાતટપર નટવર નાચે શ્યામરે;
જોને સખી! પેલો પનઘટપટપર નટખટ નાચે શ્યામરે.
એને પગલે ગોકુળ નાચે,
ગોકુળ ગોવાલણુ નાચે;
નાચે ત્રિભુવનધામ રે.— જોને૦
જમુનાની જળલહરી નાચે,
વન મધુવનની કુંજન નાચે;
ઘુઘરિયે ઘનશ્યામ રે.— જોને૦
સુરમ્ય સુંદર વેણુ નાચે,
અવની આંદોલનમાં નાચે;
નંદકિશોરને નામરે.— જોને૦

અવિનાશ વ્યાસ

# ૭૫. શોભિત કર નવનીત લિયે

[ રાગ દુર્ગા ]

શોભિત કર નવનીત લિયે.
ઘુટુરન ચલન રેનુ તન મંડિત;
મુખ દધિ લેપ કિયે.— શોભિત૦
ચારુ કપોલ લોલ લોચન,
ગોરોચન તિલક દિયે;
લટ લટકન મધુમત્ત મધુપગણ,
માદક મધુરી પિયે — શોભત૦
કઠુલા કંઠ વજ્રકે હરિ-નખ,
રાજત રુચિર હિયે;
ધન્ય સુર એ કો પલ યહ સુખ,
કા શત કલ્પ જીએ ?— શોભિત૦

સુરદાસ

# ૭૬. મધરાતે મોરલી વગાડી

[ રાગ–આઢ મિશ્ર ]

મધરાતે મોરલી વગાડી કનૈયા ! હો સલુણા શ્યામળા !
અડધી તે ઉંઘથી ઉઠાડી કનૈયા ! હો સલુણા શ્યામળા !
જમુનાનદી સોહામણી ઉંડું ગંભીર નીર;
વેણુ વગાડે વેગથી હરિ હલધરનો વીર.—મધરાતે૦
સાદ સુણીને નીસર્યાં, ગોપી ઘરની બહાર;
જમુનાતટપર આવિયાં, નિરખવા નંદકુમાર.—મધરાતે૦
અવળાં આભરણ ધારિયાં, નયને કંકુ સાર;
પગનાં ઝાંઝર કાઢીને, નાંખ્યાં કર મોઝાર.—મધરાતે૦
કયમ આવ્યાં છો કામિની ? રજની ઘોર અંધાર;
કંથ તમારા કોપશે, છો ઉત્તમ કુલનાર.—મધરાતે૦
પ્રભુ ! તમ દર્શન કારણે છોડ્યો સઉ સંસાર;
કૃપા કરીને કૃષ્ણજી ! ઉતારો ભવસાર.—મધરાતે૦
છાનો મંત્ર દીધો " તમે સકલ શાસ્ત્રનો સાર;
નામ સ્મરણ હર્નિશ કરો, ઉતરશો ભવપાર."—મધરાતે૦

ભાસ્કરરાય ર. ધોલકિયા

# ૭૭. મારગડે રોકી મા રાખ

[ ગરબો ]

મારગડે રોકી મા રાખ,
કાનુડા! મારગડે રોકી મા રાખ.
છેડલો તે છોડ કહાના!
નંદજીની આણુ દઉં;
આવી તે હઠ ના લેવાય.— કાનુડા૦
માર મા કાંકરા,
ઘડુલો મારો ફૂટશે;
મીઠાં ગોરસ ઢળી જાય.— કાનુડા૦
તાણુ મા, તાણુ મા,
હાર મારો તૂટશે,
મોંઘાં મોતીડાં વેરાય.— કાનુડા૦
પાયે ખુંચે છે કહાના!
કાંટા ને કાંકરા;
જાવું છે લાંબી રે વાટ.— કાનુડા૦

સૌ. પુષ્પાવતી વકીલ

# ૭૮. મોરી લાગી લટક

[રાગ માલકૌંસ]

મોરી લાગી લટક ગુરુ–ચરનનકી;
ચરનનકી; ગુરુ–ચરનનકી.— મોરી૦
ચરનબિના મુઝે કછુ નાહીં ભાવે;
ઝૂઠ માયા સબ સપનનકી.— મોરી૦
ભવ–સાગર સબ સૂક ગયો હૈ;
ફિકર નહીં મુઝે તરનનકી.— મોરી૦
મીરાંકે પ્રભુ ગિરિધર નાગર;
ઉલટ ભઇ મોરે નયનનકી.— મોરી૦

મીરાંબાઈ

## ૭૯. નમન કરું મૈં ગુરુ-ચરણા

[ રાગ હમીર કલ્યાણ ]

નમન કરું મૈં ગુરુ-ચરણા,
ભવ-ભય-હરણા, વંદિત-કરણા;
તરણા, પ્રણુત-જન-સુશરણા. નમન૦
કલિ-મલ-હરણા, સબ-સુખ-કરણા,
અભય-વિતરણા, જગદુદ્ધરણા,
પાતક-હરણા.- નમન૦

[ ભાતખંડે ]

# ૮૦. નમું નેહે તને નરસૈંયા

[ રાગ ભૈરવી ]

નમું નેહે તને નરસૈંયા !
સ્મરું સ્નેહે તને નરસૈંયા !
પ્રેમ–ભક્તિ નચાવે થયૈયા.— હો નમું૦
જૂદું જગત્‌થી તાન જગાવ્યું;
તંબુરમાં રસ છૈયા.— હો નમું૦
વ્હાલનું વ્હાણું હૈયે વાતાં;
રેલવ્યા રમ્ય રવૈયા.— હો નમું૦
સાધી તેં આનંદ–વિષ્ણુની;
શાંતિ–લક્ષ્મી મૈયા.— હો નમું૦
યોગલીલા શ્રીકૃષ્ણની કૂજી;
તું તો સૌરાષ્ટ્ર બપૈયા.— હો નમું૦
આચાર ને વિચારની એકતા;
તેં તો પ્રેરી નિર્ભય ભૈયા.— હો નમું૦

લલિત

# ૮૧. વૈષ્ણવ જન તો તેને કહીએ

[ રાગ ખમાચ ]

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણે રે.–વૈષ્ણવ૦
સકલ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે;
વાચ, કાછ, મન નિશ્ચળ રાખે, ધન્ય ધન્ય જનની તેની રે.–વૈષ્ણવ૦
સમદૃષ્ટિ ને તૃષ્ણાત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જિહ્વાથકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે.–વૈષ્ણવ૦
મોહમાયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામશું તાળી લાગી, સકળ તીર્થ તેના તનમાં રે–વૈષ્ણવ૦
વણલોભી ન કપટરહિત છે, કામક્રોધને નિવાર્યા રે;
ભણે નરસૈંયો તેનું દર્શન કરતાં, કુલ એકોતેર તાર્યા રે.–વૈષ્ણવ૦

નરસિંહ મહેતા

## ૮૨. હય હરિભજનકો પરમાન

[રાગ છાયાનટ]

હય હરિ–ભજનકો પરમાન;
નીચ પાવે ઉંચ પદવી બાજતે નિશાન.
ભજનકો પરતાપ ઐસો,
જલ તરે પાષાણ;
અજામિલ અરુ ભીલ ગણિકા,
ચઢે જાત વિમાન. –હય૦
ચલત તારે સકલ મંડલ,
ચલત શશી અરુ ભાન;
ભક્ત ધ્રુવકો અટલ પદવી,
રામકો દિવાન. –હય૦
નિગમ જાકો સુયશ ગાવત,
સુનત સંત સુજાન;
સુર હરિકો ચરન આયો,
રાખી લે ભગવાન્. –હય૦

સુરદાસ

## ૮૩. સુમરન કર નિશદિન

[ રાગ બાગેશ્રી ]

સુમરન કર નિશદિન તોરી,
રામ રામ રામા.— સુમરન૦
સબહી છોડ જાત યહીં;
આવત નહિ કામા.— સુમરન૦
ધનદોલત માલ સબ,
દેખદેખ સપના;
સમજ સમજ મનમેં તુંહી,
કોઇ નહી અપના.— સુમરન૦

પ્રાચીન ભજન*

---

* પંજાબવાળા ઉસ્તાદ ઇનાયતખાંના સૌજન્યથી મળેલું.

# ૮૪. રોમે રોમે ચઢે

[ રાગ ધનાશ્રી ]

રોમે રોમે ચઢે, રામરસ રોમે રોમે ચઢે,
પીતાં પૂરણ અનુભવ પ્રકટે,
અનંત નેત્ર ઉઘડે;
દ્વાદશ અંગુલ ભરી પીએ તો,
નવીન સૃષ્ટિને ઘડે.— રામરસ૦
સુંઘે તેને સ્વરૂપ હરશે,
પાછો ભવ ના પડે;
આપે નિર્ભય સઘળે વર્તે,
જો જિહ્વાએ અડે.— રામરસ૦
અજબ ખુમારી અદ્દભુત ભારી;
બ્રહ્મ વિષે જઈ ભડે;
પિંડ બ્રહ્માંડની પાર રહ્યા તે,
હંસ થઈ નીવડે.— રામરસ૦
મરજીવા તે મહારસ માણે,
તેથી નહિ કોઇ બડે;
કહે છોટમ એવાં જન મળતાં,
ભાગ્ય ભલાં ઉઘડે.— રામરસ૦

છોટમ કવિ

# ૮૫. પીની પીની પ્રેમાનંદ–પ્યાલો

[ રાગ ઝીંઝોટી ]

પીની પીની પ્રેમાનંદ–પ્યાલો;
મટી જાશે કળંતો ભાલો રે.— પીની૦
અહિંયા બન્યો જે આવડો ઘેલો;
તે તું ડાહ્યો થઇશ કહું વહેલો રે.— પીની૦
કડવો તે લાગશે ખરો તે પહેલો;
પછી માગીશ, ક્યાં છે પેલો રે ?— પીની૦
પીધા પછી તે મુકવો ન સહેલો;
કરે શુદ્ધ રસિક નહિ મેલો રે.— પીની૦
નર્મદ કહે હું લવું ન ઠાલો;
ખરે પ્યાલો લાગે મને વહાલો રે.— પીની૦

કવિ નર્મદ

# ૮૬. મરવું છે રે

[ ગિરધારીરે–એ લય ]

મરવું છે રે, એ નવ ભૂલી જાવું; શરણું શ્રીવરનું સ્હાવું.
ન પ્રમાણ વડા નાનાનું રે,
નથી નક્કી રોગી સાજાનું રે,
આવતું અચાનક છાનું રે,
તે માટે રે, જલદી સજ થઈ જાવું, શરણું શ્રીવરનું સ્હાવું.
જન નિત્ય જાય છે ચાલ્યાં રે,
સઉ ગયાં આપણાં વહાલાં રે;
જેમણે વૃથા વય ગાળ્યાં રે,
તે સઉનેરે, પડશે હશે પસ્તાવું, શરણું શ્રીવરનું સ્હાવું.
સઉ શ્મશાનજ્ઞાની થાતાં રે,
પણ ક્ષણમાં ભૂલી જાતાં રે,
ને મૂરખમાં લેખાતાં રે,
પણ એવાં રે, કદિ આપણે ન થાવું, શરણું શ્રીવરનું સ્હાવું.

અનંતપ્રસાદ ત્રિ૦ વૈષ્ણવ.

# ૮૭. વિરાટનો હિંડોળો

[ રાગ સિંધુડો ]

વિરાટનો હિંડોળો ઝાકમઝોળ,
કે આભને મોભે
બાંધ્યા છે દોર.— વિરાટનો૦
પુણ્ય પાપ દોરને
વિરાટનો હિંડોળો,
ફરતી ફૂમતડાની ફોર;
ફૂમતડે ફૂમતડે
વિધિના નિર્માણ-મંત્ર
ચમકે તારલિયાની કોર.— વિરાટનો.

કવિ નાનાલાલ

## ૮૮. જગબંધનની જેલ

[ રાગ–માઢ મિશ્ર ]

જગબંધનનની જેલ, એ છે તોડવી મુશ્કેલ,
જોને આ જગબંધનની જેલજી.
પ્રેમદા એ પૈસો તારે, પગે બેડી જડેલ;
સંતતિ એ હાથકડીઓ, એવાં સીલ બીડેલ.– જોને૦
વિભ્રમરૂપી કિલ્લો વિકટ, દ્વારમાંહિ દીધેલ;
આશાતૃષ્ણા તાળાં કુંચી, જબ્બર એ છે જડેલ,– જોને૦
કામક્રોધ લોભ આદિ પે'રા, જબર પે'રે જડેલ,
અજ્ઞાનરૂપી જેલર આગે, આઠ પો'ર ઉભેલ.– જોને૦
એ તુરંગને તોડવા, મોટા કાંઇ મથેલ;
પરાશર જેવા ભાગ્યા હતા પણ, પાછા પકડાયેલ.– જોને૦
એમાંથી નીકળવું એ તો, ખરાખરીનો ખેલ;
શંકર કહે સદ્‌ગુરુ મળે તો, જેલ થાયે મહેલ.– જોને૦

શંકર

## ૮૯. જગજુદ્ધના હો ઝૂઝનારા

[ રાગ માઢ ]

જગજુદ્ધના હો ઝૂઝનારા !
સુણજો કાળતણા ભણકારા.
શંખ ઘોરે, શીંગી વાજે, ખંજરના ખણકારા;
જોગણી જાગે, ભૈરવ જાગે, રુદ્રતણા રણકારા.—સુણજો૦
તાંડવ તણુખે, ખપ્પર ખણકે, પ્રલયતણા પડકારા;
મેઘાડંબર વાઘાડંબર, રૂંઢની રાતી માળા.—સુણજો૦
સાગર સળગે, સળગે ધરણી, વડવાનળની જ્વાળા;
ચાંદો સળગે, સૂરજ સળગે, સળગે નવલખ તારા.—સુણજો૦
જીવન સળગે, મૃત્યુ સળગે, સળગે શેષ–સુનારા;
એક અખંડિત આખર ઝળકે, અલખ પુરુષ અંગારા.—સુણજો૦

અંબાલાલ પુરુષોત્તમ પટેલ

# ૯૦. જા શરીર માંહિ

[ રાગ શંકરા ]

જા શરીરમાંહિ તું અનેક સુખ માન રહ્યો,
તાહિ તું વિચાર, યામેં કૌન બાત ભલી હૈ.
હાડની સો ભયો સુખ,
હાડની કે હાથ પાંવ;
હાડની કે નૈન નાક,
હાડની કી નલી હૈ;
ભીતર ભિંગાર ભરી,
ઉપર તો કલી હૈ.— જા શરીર૦

મૌલાબક્ષ ( સંગીતપુસ્તક )

## ૯૧. દેહ ધરે વિવિધ રૂપ

[ રાગ દુર્ગા ]

દેહ ધરે વિવિધ રૂપ,
બાલ જુવક પ્રૌઢ જરઠ,
સુંદર અત ઔ કુરૂપ,
એસો દેહ ધરે વિવિધ રૂપ.
શસ્ત્રસોં ઘવાય ઔર,
પાવકસોં જરી જાય,
ઘટત બઢત જનત મરત,
દેહ ક્ષણિક આત્મ એક,
શાશ્વત થિર પ્રણવરૂપ
એસો દેહ ધરે વિવિધ રૂપ.

પંડિત ઓંકારનાથ

# ૯૨. દુઃખી કે દર્દી કે કોઇ

[ ગઝલ ]

દુઃખી કે દર્દી કે કોઇ
ભુલેલા માર્ગવાળાને;
વિસામો આપવા ઘરની
ઉઘાડી રાખજો બારી.
ગરીબની દાદ સાંભળવા,
અવરનાં દુઃખને દળવા;
તમારાં કર્ણ નેત્રોની
ઉઘાડી રાખજો બારી.
પ્રણુયનો વાયરો વાવા,
કુસંગી દુષ્ટ વા જાવા;
તમારાં શુદ્ધ હૃદયોની
ઉઘાડી રાખજો બારી.
થયેલાં દુષ્ટ કર્મોમાં
છુટા જંજીરથી થાવા;
જરા સત્કર્મની નાની
ઉઘાડી રાખજો બારી.

પ્રભાશંકર પટ્ટણી

## ૯૩. હે મનવા! તું ખટપટ છોડ

[ રાગ આસાવરી ]

હે મનવા! તું ખટપટ છોડ;
નિશદિન હરિ ભજ, ખટપટ છોડ.
આ સંસાર કાંટાની વાડી;
માયાજાળને તોડ;
મિથ્યા માથાકૂટ તજીને,
હરિ–ચરણે ચિત્ત જોડ.— હે મનવા!
અવર ઇચ્છા અળગી કરીને,
શ્રીકૃષ્ણ ભજ્યાના કર કોડ;
દાસના દાસની સુણી વિનતિ,
રીઝવી લે શ્રીરણછોડ.— હે મનવા!

સુલક્ષણાબહેન

## ૯૪. માનો પ્રેમ બાળ બને તે જાણે

[ રાગ બડહંસ ]

માનો પ્રેમ બાળ બને તે જાણે;
પેલા પંડિત પોથાં પિછાણે.— માનો૦
તનનો મેલો ને મનનો ઘેલો કંઇ,
શુદ્ધિ અશુદ્ધિ ન જાણે;
વેળા કવેળાએ વેગે દોડીને,
માનો પાલવ જઇ તાણે.— માનો૦
હઠે ભરાઈ હઠીલો રોતો,
બોલતો તોતડી વાણે,
સાંભળે કે ના સાંભળે તોયે,
પોતાનો કક્કો એ છાણે.— માનો૦
ધાર્યુંજ કરતો ત્યારે એ ઠરતો,
માગ્યુ લઈ એ ટાણે;
માધવ ભવાની- પ્રેમલ- અંકે,
મોજ મજાઓ માણે.— માનો૦

માધવજી હીરાલાલ પટેલ

## ૯૫. જય માઇ જપો જય માઇ રે

[ રાગ આસાવરી ]

જયમાઇ જપો જયમાઇ રે,
ફરી અવસર ના આવે આવો,
તું તે લેને અમુલખ લ્હાવો રે,
ફરી અવસર ના આવે આવો.
તું તો માઇચરણમાં રહેજે,
બીજું સૌ ભૂલી જાજે,
તો ટળશે જમનો દાવો રે.— ફરી૦
તજી પંચ વિષયની વાતો,
માઈ-મંડળશું બાંધી નાતો,
નિત્ય માઈ કથામૃત પીવો.— ફરી૦
મિથ્યા જગની બાજી,
તેને જોઇ થવું નહિ રાજી,
જયમાઇ જપો તો બહુ ફાવો રે.— ફરી૦

સૌ. કૌમુદીબેન કંચનલાલ ભનસાળી

# ૯૬. હરખી હરખીને

[ ગરબો ]

હરખી હરખીને માઈ નામ બોલિયે રે;
માઇ આગળ અંતર પટ ખોલિયે રે.—હરખી૦
માત-પ્રેમથી રસાળ સંસાર છે રે;
માઈ-પ્રેમ તો તેથી અપરંપાર છે રે.—હરખી૦
ગાજી ગાજીને માઈ-નામ જે રટે રે;
તેના પાપ તાપ સર્વે ઝટપટ મટે રે.—હરખી૦
માઈ નામ લેતાં જે જનો લજાય છે રે;
લાજ તેની યમ-કિંકરથી લૂંટાય છે રે.—હરખી૦
માઈ- કીર્તનમાં મસ્ત થઈ ડોલીએ રે;
ભયશોકતણી વેદના ભૂલીએ રે.—હરખી૦

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા

# ૯૭. આ પંચ તત્ત્વના ઋણી પ્રાણી

## [ મરાઠી સાખી ]

આ પંચ તત્ત્વના ઋણી પ્રાણી! કંઇ દેતો જા દેતો જા,
લેવાની કંઇ કંઇ અમૂલ્ય વસ્તુ, લેતો જા લેતો જા;
પૃથ્વી પાણી વાયુ તેજ આકાશ તત્ત્વના દેહી,
જલચર ભૂચર ખેચર ને જંગલવાસી યા ગેહી.—જગને દેતો જા૦
જોને આ પૃથ્વી માતા પણ કણના મણ મણ દે છે,
અંબર પણ જલબિંદુ શોષી અનંતધા વરસે છે.—જગને દેતો જા૦
સૂર્ય ચંદ્ર સરખા પણ દેવો પ્રકાશ પૂરણ આપે,
વનસ્પતિ પણ વિના વેતને કષ્ટ આપણાં કાપે.—જગને દેતો જા૦
અખંડ ધારે સરિતાઓનાં જો મીઠાં જલ વહે છે,
પ્રાણીને દઇ પ્રાણ વહંતી એ પણ એ જ કહે છે.—જગને દેતો જા૦
ગાય ભેંસ ને બકરી જેવાં અબોલ પ્રાણી જે છે,
ઘાસ પાન પર કરી ગુજારો દૂધ મીઠડાં દે છે.—જગને દેતો જા૦
બેલ અશ્વ ને ખર ઇત્યાદિનું પણ સમજો તેવું,
માલિકકેરી કરી મજુરી સાટું વાળી દેવું.—જગને દેતો જા૦

જીવોના જીવન જગદીશ્વર મૂલ્ય કશું ના લે છે,
તૃષ્ણા ત્યાગી આપો આપો આજ્ઞા એ જ કરે છે.—જગને દેતો જા૦
મોહ મમત માયાને વશ થઈ લીધું તે ન કમાયો,
પરમારથમાં હાથ પ્રસાર્યો તેને લાભ સવાયો.—જગને દેતો જા૦
પ્રભુતણી આ ધર્મશાળામાં પાન્થી કર્યો ઉતારો,
માલિક થઇને બેસે છે પણ નથી માલ એ તારો.—જગને દેતો જા૦
સ્રષ્ટાની સૃષ્ટિમાં આવી વિધવિધ વસ્તુ લેજે,
પણ તેનાથી વિશેષ વ્હાલે દઈ અન્યને દેજે.—જગને દેતો જા૦
નીતિથી કીર્તિ પામીને અનેક આશિષ લેજે,
પ્રભુકાર્યમાં પુરા પ્રેમથી બધું સમર્પી દેજે.—જગને દેતો જા૦
તેલ ભક્ષીને દીપક જોને પ્રકાશ કેવો દે છે,
એવા જીવનપ્રકાશે નર્મદ માલિક રાજી રહે છે.—જગને દેતો જા૦

નર્મદાશંકર ગણપતરામ ઠાકર

## ૯૮. જ્યારે દુઃખનું થાયે ભાન રે

[ રાગ કાફી મિશ્ર ]

જ્યારે દુઃખનું થાયે ભાન રે,
ત્યારે સાંભરે ભગવાન.— જ્યારે૦
થનગનતા યૌવનને આરે,
જીવનકેરા વીત્યા વ્હાણે;
જ્યારે જાવા બેસે જાન રે.— ત્યારે૦
સ્વાર્થતણી એક જ સમજણમાં,
રાતદિવસ રહે જ્યાં મન ધનમાં;
જ્યારે થાતો જીવ હેરાન રે.— ત્યારે૦
વૃદ્ધ બને જ્યાં વર્તન વાણી,
લાગે દુનિયા ફાની ફાની,
જ્યારે ખુટે રસની લ્હાણુ રે.— ત્યારે૦
બુદ્ધિવાદના તર્કવિતર્કે,
નાસ્તિકતાના એક મમત્વે,
જ્યારે ખુવે સાન ને ભાન રે.— ત્યારે૦

અવિનાશ વ્યાસ

## ૯૯. યહ સંસાર અસાર

[રાગ જોગિયા]

યહ સંસાર અસાર;
યામેં માઈ-ભજન એક સાર, મનવા!— યહ સંસાર૦
સ્રી, સુત, ધન, યશ કામ ન આવત;
માઈચરન આધાર, મનવા!— યહ સંસાર૦
જનમ-મરનકી બાંધી હૈ જંજીર;
યમ નિત કરત પ્રહાર, મનવા!— યહ સંસાર૦
સબ બંધનકે છેદનહારા,
માઇ માઈ નામ પુકાર, મનવા!— યહ સંસાર૦

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા

## ૧૦૦. મનવા શાને ભૂલે તું માઇ

[ રાગ બાગેશ્રી ]

મનવા! શાને ભૂલે તું માઇ?
વ્યર્થ ફસાઇ મોહજાળમાં,
રચ્યો રહ્યો ભવમાંહિ;
અલ્પ જીવન તારું છે જગમાં,
પળ પળ ભજને માઈ.— મનવા!
પાલન કીધું લઈ ગોદમાં,
કર સાહ્યો શિશુ જાણી;
યૌવનકાળ નિહાળી તારો,
પુલકિત હાસ્યે ધાઈ.— મનવા!
દુઃખ વિદારી સુખ આપે છે,
જનની એ જીવનદાઈ,
ભવ-ભય-ભંજન કરનારી એ,
છે દયાની દેવી માઈ.— મનવા!

રામપ્રસાદ બાપાલાલ વૈદ્ય

## ૧૦૧. નભમાં ચપલા કરે ચમકારા

[ રાગ બાગેશ્રી ]

નભમાં ચપલા કરે ચમકારા,
  ગાજે પ્રણુવઘન,
  નાચે મયૂર મન;
વરસતી શાંતિની ધારા.-- નભમાં૦
  વાયુ સુખદ વાયે,
  સ્તંભી વળી જો જાયે;
ઉડે આનંદ ફૂવારા.— નભમાં૦
  પદ્મો મનોહર ખીલે,
  ચેતન પરાગ રેલે,
રસ સ્રોતસ વહે ન્યારા.— નભમાં૦
  ધૂલિ ત્રિભુવન ભેદી,
  તિમિર સમૂલ છેદી;
પ્રસરી બ્રહ્માંડમાં સારા.— નભમાં૦
  અકથ એ અનુભવ,
  પ્રકટયો એ અનુભવ;
ગુરુ કરુણા દ્વારા.— નભમાં૦

ચુનીલાલ જયશંકર ઓઝા

## ૧૦૨. મેરે તો ગિરિધર ગોપાલ

[રાગ ખમાચ]

મેરે તો ગિરિધર ગોપાલ, દૂસરા ન કોઇ.—મેરે૦
જાકે સિર મોર મુગટ, મેરો પતિ સોઈ;
તાત માત ભ્રાત બંધુ, અપના નહિ કોઇ.—મેરે૦
છાન દઇ કુલકી કા'ન, કયા કરી હૈ કોઈ;
સંતન સંગ બૈઠ બૈઠ, લોક-લાજ ખોઈ.—મેરે૦
ચુનરીકે કિયે ટૂક ટૂક, ઓઢ લિન્હ લોઇ;
મોતી મૂંગે ઉતાર, બનમાલા પોઈ.—મેરે૦
અંસુઅન-જલ સીંચ સીંચ, પ્રેમ બેલ બોઇ;
અબ તો બેલ ફેલ ગઇ, આનંદ ફલ હોઇ.—મેરે૦
દૂધકી મથનિયાં બડે, પ્રેમસે બિલોઈ;
માખન જબ કાઢ લિયો, છાશ પિયે કોઈ.—મેરે૦
આઈ મૈં ભક્તિકાજ, જગત દેખ મોહી;
દાસી મીરાં ગિરિધર પ્રભુ, તારો અબ મોહી.—મેરે૦

મીરાંબાઈ

## ૧૦૩. પગ ઘુંઘર બાંધ કર નાચી

[ રાગ માલકોસ ]

પગ ઘુંઘર બાંધ કર નાચી રે,
પગ ઘુંઘર બાંધ કર નાચી.
મૈં અપને તો નારાયનકી,
હો ગઇ આપ હી દાસી રે.— પગ૦
વિષકા પ્યાલા રાણાજીને ભેજ્યા;
પીવત મીરાં હાંસી રે.— પગ૦
લોક કહે મીરાંબાઇ બ્હાવરી;
બાપ કહે કુલનાશી રે.— પગ૦
મીરાંકે પ્રભુ ગિરિધર નાગર;
હરિ-ચરનકી દાસી રે.— પગ૦

મીરાંબાઈ

## ૧૦૪. માનું દિગ્દર્શન

[ રાગ ભૈરવી ]

ક્યાં નિહાળું, મા તુંને, ક્યાં નિહાળું?
કેવી રીતે ઓળખું હું?— મા તુંને૦
હૃદયે સ્નેહ અને શાંતિમાં, મનની વિશુદ્ધતામાં,
આનંદ નદીમાં ન્હાતાં પ્રેમે નિહાળું.— મા૦
પ્રાત:સમયની ઉષા નિરખતાં, જગત કેરી સૌમ્યતામાં,
શુદ્ધ સમીરની મીઠી લ્હેરમાં, પ્રેમે નિહાળું.— મા૦
નિશદિન નિજ કાર્યમાં, સત્યનીતિ ધર્મમાં,
સેવા કરી ફળ પ્રાપ્ત કરતાં, પ્રેમે નિહાળું.— મા૦
મંદિરમાં મૂર્તિમંત તું તો, અનેરાં સ્મરણુ કરાવે,
વિધવિધ ભાવે, વિધવિધ કાળે, જન તું'ને નિહાળે.— મા૦
સૂર્યમંડળમાં શક્તિ રૂપે, ઓમ્‌માંહે બીજરૂપે,
જગતના આધારરૂપે, પ્રેમે નિહાળું.— મા૦
સંતના જ્ઞાનમાં, વિવેકીના વિજ્ઞાનમાં,
સાધુના સારમાં પ્રેમે નિહાળું.— મા૦
સમુદ્રના તરંગપર, શ્વેત કમળ પર,
વરદહસ્તા મા તુંને, પ્રેમે નિહાળું.— મા૦

હિંમતલાલ વસનજી કનૈયા

## ૧૦૫. આટલું તો આપજે

[ રાગ બાગેશ્રી ]

આટલું તો આપજે ભગવન્! મને છેલ્લી ઘડી;
ના રહે માયાતણાં બંધન મને છેલ્લી ઘડી.
જીંદગી આ તેં દીધી એ જીવનમાં સમજ્યો નહિ;
અંતસમયે એ રહે સમજણ મને છેલ્લી ઘડી.—આટલું૦
મરણશય્યાપર પડી મીંચાય છેલ્લી આંખ જ્યાં;
ઓ દયાળુ! આપજે દર્શન મને છેલ્લી ઘડી.—આટલું૦
હાથ પગ નિર્બલ બને ને શ્વાસ છેલ્લા સંચરે;
આપજે ત્યારે પ્રભુમય મન મને છેલ્લી ઘડી.—આટલું૦
જીવનભર સળગી રહ્યો સંસારના સંતાપમાં;
આપજે તું શાંતિમય નિધન મને છેલ્લી ઘડી.—આટલું૦

પ્રભુલાલ દયારામ

# ૧૦૬. મૂરખ મનવા

[ રાગ માઢ ]

મૂરખ મનવા! (તું) ક્યાં ક્યાં ભટકાયો?
માયા મમતા વિષયલાલસા, સુધબુધ તું બિસરાયો.—મનવા!
ગર્ભવાસમાં દશ માસ ગુજારી, રામનામ જપાયો;
દુનિયા પેખી રામનામ ભૂલી, વિષયનરક લપટાયો.—મનવા!
આપ ડૂબીને, બીજા ડૂબાડે, ચોર્યાસી લક્ષ ફિરાયો;
મોંઘો માનવ દેહ વીતાવી, રામનામ ખાયો.— મનવા!
સિદ્ધ હવે તું ભેટ, ભાથું બાંધી લે;
મજલ કરી તું, રામ ભેટી લે.— મનવા!

દુપદશંકર કમલાશંકર ભચેચ

## ૧૦૭. કોનો સાથ?

[રાગ બિહાગ]

તું તો સ્હાજે હાથ, પ્રભુ મ્હારો,
                તું તો સ્હાજે હાથ;
ભવાટવીનો દુઃખી પથિક હું,
                આવ્યો શરણુ તુજ નાથ!— પ્રભુ૦
બાહિર દવનો અંતર અગ્નિ,
                કરી રહ્યો સંગાથ.— પ્રભુ૦
ચરણવિના તુજ આભ તુટે ત્યાં,
                કોનો માગું સાથ?— પ્રભુ૦

નાનુભાઈ ભુરાભાઈ ઠાકોર

## ૧૦૮. મા! ભુવનમોહિની

[ રાગ દરબારી કાનડા ]

મા! ભુવનમોહિની મૂરતિ તારી;
તે પર જાઉં નિશદિન વારી:— મા! ભુવન૦

* * *

અણુ–અણુમાં મા! ચેતન ભરતી;
કોટિક પાપ અમારાં હરતી:— મા! ભુવન૦

* * *

મા! પ્રેમ–સુધા તું અમપર ઢોળે;
કરુણા-સાગર તુજ ઉછળે છોળે:— મા! ભુવન૦

* * *

જળ–સ્થળમાં તું સઘળે માતા;
દીન દુઃખિયાંની તું છે ત્રાતા!— મા! ભુવન૦

* * *

આવ્યાં તુજ શરણે માત! દુલારી!
મા! મા! કહીને હરનિશ પુકારી:— મા! ભુવન૦

રમણિક કિશનલાલ મહેતા

## ૧૦૯. માઈ માનસ પૂજા

[ અલબેલી રે અંબે માત-એ રાહ ]

માઈ માનસ પૂજા દાસીની માની લેજે.
પૂજા કરતાં પ્રસન્ન થાજે, સેવ્યે સંમુખ થાજે રે;
જ્ઞાનદૃષ્ટિ–ગંગોદક સ્નાને, સ્નાન કરાવું ન્હાજે.–મા!
માની૦ ૧

નાભિકમલનું આસન આણું, હૃદયે મા પધરાવું રે;
સાડી સજાવું સત્યાસત્યની, કરુણા કંચુકી ધરજે.–મા!
માની૦ ૨

વેણી ગુંથાવું વિશ્વપ્રીતિની, જગસેવાની વાડી રે;
એમકાર તણો મુગટ ધરું શિર, હ્રીં કવચે તન સજજે–મા!
માની૦ ૩

ક્લીમ્ કુંડલથી મુખ ઝગમગતું, શ્રીમ્ શ્રવણેંદ્રિય દ્વિકર્ણેરે;
જય પામે તે ઝાંઝર સમરે, યત્ન વિના ભક્તન જે.–મા!
માની૦ ૪

માને માળ સુહે હારો સહ, ઇષ્ટ સુતાદિનું સૂત્ર રે;
માઇ સુપુત હૃદયે રાખ્યો છે, ભવજલધિ તારક જે.–મા!
માની૦ ૫

અંજન આંજું આંખ દયાળી! પહેરાવું નથ વાળી રે;
કેશ ચટપટી પાનપટી મુખ, કમરપટે કટિ કસજે.–મા!
માની૦ ૬

કમલ દઉં મા! કરમાં પ્રેમનું, "બસ કર" કર કર ઉંચો રે;
અંકુશ ભક્તિ અનન્ય ધરીને, ધ્વજ ચોથે કર સ્હાજે.—મા!
માની૦ ૭

પરમ ધામતણી પાવડી પહેરો, કુંકુમ ટીલડી શ્રીની રે,
આરસી ધરું મા કુટીતુટી હૃદની, રહી ગયું કશું તો કહેજે.—મા !
માની૦ ૮

પ્રાણવાયુ પંખો ઘડી પકડું, ઘડી ચિત્ત ચમ્મર ચલવું રે;
છત્ર ધરું મા! છલનનિકંદક, ચંદન ચોળું છું રહેજે.—મા !
માની૦ ૯

પુષ્પ ચઢાવું હું પંચમ તત્ત્વનું, હાર અહિંસા જીવન રે;
શીલની શાલ તું ઓઢ અણુમૂલી, દીનતા દીપ દીપવજે.—મા !
માની૦ ૧૦

ધૂપ ધરું હું ધ્યાનથકી મા ! આરતિ આત્મની જ્યોતિ રે;
નૈવેદ્યનું તું મા નામ ન લેતી; હૃદય દઉં ? શુદ્ધ કરજે.—મા !
માની૦ ૧૧

દૈવી સંપત જાગૃતિ ઘંટડી, નિંદિત વંદિત વાગી રે;
પ્રદક્ષિણા મા ! લખ ચોરાશીની, એકથકી ગણી લેજે.—મા !
માની૦ ૧૨

માઇજપનથી કૃપા રશ્મિથી, માઈ સુપુત મને મળિયોરે;
ભક્તિ, પ્રેમ, શીલ, સેવા, શરણે, ભુક્તિ મુક્તિ દઇ દેજે.—મા !
માની૦ ૧૩

વંદિતાગૌરી દેસાઇ

---

[ ટીકા માટે જુઓ પરિશિષ્ટ ૩ ]

## ૧૧૦. બદલે ગયે નયનાં

[ રાગ પીલુ ]

બદલ ગયે નયનાં,
જગમેં બદલ કછુ ના ભઈ.— બદલ૦
વેહી સૂરજ શશી વેહી બાદલ;
વેહી ઘુબડ અરુ મયના.— બદલ૦
વેહી સુખ દુઃખ હસના રોના;
વેહી હય લેના દેના.— બદલ૦
મન બદલે બિન નયન ન બદલે;
"મા" બિન ભેદ કલે ના — બદલ૦
માઇ-કુપુત કહે ચરણુશરણુસેં;
સંગમેં રંગ બિન રહેના.— બદલ૦

માર્કંડરાય રતનલાલ ધોળકિય

[ ટીકા માટે જુઓ પરિશિષ્ટ ૪ ]

# ૧૧૧. જિસકે દિલમેં

[ રાગ ટોડીની ગઝલ ]

જિસકે દિલમેં માઇકા અરૂ, માઈ–જગકા પ્યાર હય;
ઉસકા બેડા આફ્તોંકે ભંવરમેંસે પાર હય
જિસકે દિલમેં માઈ–આકીન હો સતા સકતા નહિ;
ગરદનોંપે ચોતરફ્સેં, ઝાલિમી તરવાર હય.— જિસકે૦
માઈ–ભગિની–બંધુ ! સિખ લો, મરજીનેકી કલા;
જાઓ ફિર જંગલમેં રનમેં, દેખોંગે ગુલઝાર હય.—જિસકે૦

માર્કંડરાય રતનલાલ ધોળકિયા

---

[ ટીકા માટે જુઓ પરિશિષ્ટ ૫ ]

# ૧૧૨. છોડ ચરન કહાં જાના

[ રાગ માલગુંજી ]

" છોડ ચરન કહાં જાના ?
કહાં જાના, કહાં રહેના કહેના ?
કહાં દિલ–જખમ દિખાના ?— છોડ૦
કહાં દિલ ખુલના, કહાં દુ:ખ ભુલના ?
કહાં સોના, કહાં રોના ?— છોડ૦
ક્યા ખાના કહાં બૈઠ બિછાના ?
કાલા મુખ કર્યું જીના ?— છોડ૦
મૈં નહિ જાતા, હાથ લગાતા
કૌન ? જુઠા ફરમાના.— છોડ૦
ચાહે જિત તો, કરલે ઈતના,
મા મા કર મરજાના."— છોડ૦
" મૈં હારી તું કુપુત હી જીતા,
તલસું ગોદ બિછાના."— છોડ૦
" ગોદ બિઠા તબ મૂલ ન જાના,
જાના તબ નહિ ગોદ બિઠાના;
માઈ–કુપુત નિભાના."— છોડ૦

માર્કંડરાય રતનલાલ ધોળકિયા

[ ટીકા માટે જુઓ પરિશિષ્ટ ૬ ]

# ધૂન



૧ મા મા મા  મા મા મા  મા મા મા ... ...
૨ માઈ માઈ માઈ માઈ માઈ માઈ ... ... ...
૩ જય માઈ જય માઈ જય માઈ ... ... ...
૪ જય માઈ માઈ જય જય માઈ માઈ ... ...
૫ **ॐ श्रीँ जय माई  ॐ श्रीँ जय माई** ... ...
૬ **ऐँ श्रीँ जय माई  ऐँ श्रीँ जय माई** ... ...
૭ રાધે શ્યામ રાધે શ્યામ રાધે શ્યામ ... ... ...
૮ રાધે શ્યામ રાધે શ્યામ રાધે શ્યામા રાધે શ્યામ ...
૯ ગોપાળ રાધેકૃષ્ણ ગોવિંદા ગોવિંદા ... ... ...
હરિહર ગોવિંદા ગોવિંદા ... ... ...
હરિગુરુ ગોવિંદા ગોવિંદા ... ... ...
[ "ગોવિંદા ગોવિંદા" ને બદલે "ગોવિંદા ગોપાલા" પણ લઈ શકાય છે. ]
૧૦ શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે, હે નાથ નારાયણ વાસુદેવા ...
૧૧ **ॐ श्रीराम जय राम जयजय राम...** ... ...
૧૨ રઘુપતિ રાઘવ રાજારામ, પતિતપાવન સીતારામ. ...
૧૩ સાંબ સદાશિવ સાંબ સદાશિવ સાંબ સદાશિવ સાંબ શિવા...



# પરિશિષ્ટ ૧

## પદ ૮ [ મેરી માઇકી રહમકો ] પર ટીકા

---

ઇશ્વરી માઇની જગત્પર, તેનાં બાલકોપર કેટલી કૃપા છે, તેનો કેટલો પ્રેમ છે, કેટલું તે રક્ષણ કરી રહી છે, કેટલાં કષ્ટો તે બહારોબહાર પતાવી દે છે, કેવા સંયોગો રક્ષણ માટે ઉભા કરે છે, એનું માપ તો શું, પણ એની એક લક્ષાંશ પણ કલ્પના આપણને કોઇને યે નથી.

દુનિયાને ખબર નથી, વેદો અને શાસ્ત્રોને ખબર નથી. દેવદેવીને ખબર નથી, હરહરિ બ્રહ્માને પણ ખબર નથી, દ્વંદ્વ શિવશક્તિને પણ તેનું માપ પ્રાપ્ત થયું નથી. સાક્ષાત્ નારાયણી પણ માઈ કૃપાનું તુલન કરી શકે એમ નથી.

છતાં પણ એની અબ્જાંશની કલ્પના ફક્ત બે જણને છે. એક તો જન્મ આપનારી માતાને છે. એ એક અબ્જાંશની કલ્પના કરી શકે છે કે "માઇને પોતાનાં બાલકો માટે કેટલું કેટલું થતું હશે!" અને એક માઇનો જે કુપુત્ર હોય તે જાણે છે કે તેની લાયકાત કેટલી, માઈની કૃપા કેટલી, અને પોતે કેટલો દુષ્ટ નાલાયક હોવા છતાં માઈ કેવો તારી નાંખે છે.

"માઈ–કપુત" આગળ Climax [ ભાવની પરિસીમા ] છે. ત્યાંથી એક કિનારાપરથી બીજા કિનારાપર ઉડી જવા જેવી વૃત્તિ છે.

પોતાની નમ્રતાથી, નાલાયકીથી, દિલગીરીના પાતાલમાંથી એકદમ પ્રેમના આનંદથી માઈ સાથે લાડતાં માઇપુત્ર કહે છે :—

"અરે માઈ ! તું શાની મોટી જ્ઞાની થઇને બેઠી છે ! મને તો આટલીયે ખબર છે કે તારી કૃપા એ આવી અમૂલ્ય વસ્તુ છે. પણ તું તો મારા કરતાં યે જ્ઞાનમાં નપાટ છે. બોલ તને તારી કૃપા તેં કેટલી વરસાવી, અને તું કેટલી વરસાવી રહી છે એનું ભાન છે ?

અંદર પ્રેમભાવ એ છે કે માઈ પોતે કૃપા વર્ષાવી રહી છે એવું એને તો ભાનજ નથી, કલ્પનાજ નથી, પછી એને શાની ખબર હોય કે મેં કેટલી કૃપા વરસાવી?

માર્કંડ

# પરિશિષ્ટ ૨

## પદ ૯ [ હસને હસાનેવાલી ] પર ટીકા

---

તા. ૬–૯–૩૪ થી ૨૨–૯–૩૪ના અરસામાં અમદાવાદ હૉસ્પિટલમાં માઈફુપુત પડ્યો હતો. માઈ ત્રણ રાત્રિ આવીને પાટા બાંધી ગઈ. ગમે તેટલું પણ મનુષ્ય! ત્રીજી રાત્રે પરીક્ષા કરી કે મને ભ્રમ તો નથી. તેથી માઈએ પાટા છોડ્યો તે વખતે હાથ ફેરવી જોયો કે "પાટા છોડે છે અને બાંધે છે એ, અને માઈ પાસે ખાટલા પર બેઠી છે એ બધું જૂઠું છે કે સાચું છે ? "ખાતરી તો થઈ. પણ ચોથી રાત્રે માઈ ન આવી, અને બીજી પાંચ રાત્રિ કાલી માતાએ પાટા બાંધવાનું કાર્ય કર્યું. "શુક્રવાર આવવા દે, પછી તારી વાત છે" એમ માઈપર નાલાયક પુત્રને ક્રોધ ચઢયો

શુક્રવાર આવ્યો. રાતના દશથી પાંચ વાગ્યા સુધી જાણતી ન હતી કે છોકરો મૂર્ખ છે. ત્રણ રાત્રે આવીને નાસી કેમ ગઈ? તું તે મા છે કે રાક્ષસી છે? વિગેરે વિગેરે રડતા જવાનું, બેભાન થતા જવાનું, ગાળો દેતા જવાનું. "તારા જેવું નિર્દય કોઇ નથી, મારા જેવું નાલાયક કોઇ નથી" એના વિચારો અને એનાં પદ્યો જોડાતાં જોડાતાં જાય, ગવાતાં જાય. એ સ્થિતિમાં સવારના પાંચ વાગ્યા

પાંચ વાગે માઈ એકદમ આવીને દેખાઈ. "ચુપ ચુપ! રડી રડીને મરી જવું છે અહિં ને અહિં? છાનો રહે છે કે નહિ? હસ;

જો એક પણ રોવાનો વિચાર કર્યો કે શબ્દ કાઢ્યો તો મરી ગયો: જાણજે. હું અહિં રડી રડીને મરી જાઉં છું; તેની તને તો દયા નથી આવતી, અને ઉલટો ત્રાગું કરીને મને અકળાવી રહ્યો છે? જો રડયો! લોહી નાંખ આંસુ, હસતે હસતે ગાળો દેવી હોય તેટલી દે, પણ રડયો, એક અક્ષર રડવાનો નીકળ્યો તો તારી વાત છે, પછી જીંદગીભર તારી માને તું ભુલી જઈશ."

આ સમયે જે અનુભવ થયો, રડવાની પરિસીમામાંથી ભયથી, પ્રેમથી, હૃદયના માર્દવથી, હસવાની પરિસીમા થઈ ગઈ તે વખતે આ સંગીત માઈને અનુલક્ષીને ગવાયલું.

મા, તું તો જગતને હસાવનારી છે. અને હસનારી છે. મારો સ્વભાવ જ નાલાયક, કલેશી, ત્રાગાખોર અને પજવણી કરવાનો એટલે મેં તને આખી રાત રોવરાવી. તેં અને મેં રોઇરોઇને આખી રાત દશથી સવારના પાંચ સુધી ગાળી.

પણ મા! મને ક્ષમા કર. મને શી ખબર કે મારી સાથે તું પણ રડતી હોઈશ! હું તો એમ જાણુતો હતો કે હું પાપી છું તેને આ રીતે રડાવીને તું પ્રાયશ્ચિત્ત કરાવી રહી છે, અને મારાં પાપ ધોઈ રહી છે.

મા! તેં મને કશું ઓછું આપ્યું નથી, કશી કચાશ રાખી નથી. પણ મારો સ્વભાવજ નિષ્ઠુર છે તે હું શું કરું? કાળ જેવો ક્રૂર, ઉપકારને બદલે અપકાર કરનારો હું છું: તેને તે વળી એવી સારી બુદ્ધિ કયાંથી સુઝે કે આપણે માઈને આનંદ કરાવીએ, હસીએ, રમીએ અને હસાવીએ, રમાડીએ.

મા! તારાજ સોગન લઉં છું કે હવે, નિદાન અત્યારે અને હમણાં અને હવે પછી થોડો વખત તો, નહિજ રડું. પણ આ સોગન લેતે લેતે યે મારાથી રડી દેવાય તેનાથી યે તું ગુસ્સે થઈ જઈશ? તને એમ કેમ વિચાર આવતો નથી? તને તારો વાંક કેમ વસતો નથી? કે મેં એની રોતી સુરત બનાવીજ કેમ?

મા! મારા જેવો એક કુપુત્ર તને મળ્યો તો તને દુ:ખી દુ:ખી કરી નાંખવાને બસ છે. હશે, એક જન્મ્યો તે જન્મ્યો; હવે ફરીથી મારા જેવા કુપુત્રોને જન્મ આપવાની ભૂલ ના કરીશ, કે બીજાઓ તને સતાવે નહિ. અને છતાં યે કોઇ એવો બીજો કુપુત્ર પાકી ગયો તો તેને પહેલેથીજ સોગન આપી દેજે કે જેથી, મેં તને આજ સતાવી તેમ, તને સતાવવાનું કામ ન કરે.

મા! હસ, હસ, એકવાર હસ. હસી લે, અને મને બે એક વાર હસાવ. મેં તને રડાવી તે ભુલી જા. આખી દુનિયા હસી રહી છે. (આ વખતે પરોઢિયું થયલું, અને પક્ષીઓ કિલકિલાટ કરવા માંડેલાં.) અને હું શું કરવા રડું! અને તને રડાવું! મને માફ કર, તારે પગે પડું છું.

છેવટે પણ હસતે હસતે બટકબોલાપણું જતું નથી. મા! તું યે હસ, હું યે હસું છે. પણ મને તો એમ લાગે છે કે મારું આખરનું કલ્યાણ તો રોતે રોતે પ્રેમસમાધિ પ્રાપ્ત કરી તારા ચરણકમલમાં લીન થઈ જવામાં જ છે.

માંકડ

# પરિશિષ્ટ ૩

## પદ ૧૦૯ [ માઈ માનસ પૂજા ] પર ટિપ્પણ

**કડી ૪**—ભક્ત ન જે = ભક્ત ન હોય તો પણ, અથવા ભક્તન એટલે હિંદી પ્રમાણે ભક્તો.

**કડી ૫**—મંગળસૂત્ર, જેના મણકા પોતાના ભક્તોના આત્મારૂપે છે. માઇસુપુત = માઇભક્તો.

**કડી ૭**—"બહુ કરી ભક્ત, હવે બસ કર" એમ કહેતો અલ્પ શ્રમથી સંતુષ્ટ બીજો વરદ હસ્ત ઉંચો કર.

**કડી ૮**—જે પાવડીના સ્પર્શથી પરમ ધામ મળી જાય છે. શ્રી = દરેક પ્રકારનું ઐશ્વર્ય.

**કડી ૯**—જેની છત્રછાયામાં રહેવાથી માયાની છલનાનું નિકંદન નીકળી જાય છે. રહેજે = જરા ધીરજ ધર.

**કડી ૧૧**—નૈવેદ્યનું તો મા! નામજ ના લઇશ. હું ભિક્ષુકી તને શું આપી શકવાની હતી! પણ હશે જેવું છે તેવું હૃદય આપી દઉં? લેને, આપી દઉં છું. તું તારી મેળે શુદ્ધ કરી લેજે.

**કડી ૧૨**—તારી ઘંટડી વાગી, અને મારા હૃદયમાં દૈવી સંપત્તિ જાગ્રત્ થઇ. કોઇ એને નિંદે છે, તો કોઇ વંદે છે. પણ હવે મારે શી પરવા છે? આ મનુષ્યજન્મની પ્રદક્ષિણા છે, તેને છેલ્લી ગણી લેજે, અને ચોરાશી યે લાખ પૂરી થઈ એમ કરજે.

# પરિશિષ્ટ ૪

## પદ ૧૧૦ [ બદલ ગયે નયનાં ] પર ટીકા

મને હવે દુનિયા જુદીજ દેખાય છે. દુનિયામાં તો કશો જ પલટો થયો નથી, પણ મારાં નયનો, વિચાર, લાગણી, નિશ્ચય, અનુમાન, મંતવ્ય, રહેણીકરણી વગેરેનો દૃષ્ટિકોણ બદલાઈ ગયો છે. એનાએ સૂર્ય તથા ચંદ્ર જ્યાંના ત્યાં છે, પૃથ્વી યે હાલી નથી, કે વાદળે હાલ્યું નથી, ઘુવડ એટલે દુર્જનો તથા મેના એટલે માધુર્ય તથા સજ્જનતા એ પણ એનાં એ છે. દુનિયામાં સ્વરૂપો અને સ્થિતિમાં ફેરફાર થયો છે, પણ સુખદુઃખ એનાં એ રહ્યાં છે. દુનિયામાં કોઇ હસે, કોઇ રડે એ પણ એનું એ રહ્યું. કાયદો કુદરતનો પણ એનો એ રહ્યો છે. જેવું કરવું તેવું ભરવું, જેવું લેવું તેવું આપવું બધું એનું એ જ રહ્યું છે. પણ જે કંઇ બદલાઈ ગયું છે તે તે જોવાની નજર છે. નજર કયારે બદલાય છે કે જ્યારે મન તદ્દન શુદ્ધ બનીને બદલાઈ જાય છે ત્યારે; અને મન, મનની વિરક્તિ, ખરી સમજ, જે તે વસ્તુ ખરા સ્વરૂપમાં જોઈ શકવી એ માની કૃપા વિના બનતું નથી. આ દુનિયામાં કેટલું મૂર્ખાઇનું, અજ્ઞાનતાનું અંધારું છે એનો ભેદ મા દેખાડે તોજ દેખી શકાય એમ છે. માઈ જો માયાનો પડદો ઉંચકી લે તો તે જ ક્ષણે બધીયે સમજ પડી જાય એમ છે. ત્યાં સુધી ખાલી ફાંફાં મારવાનાં છે, અને અંધારામાં કુટાયે જવાનું છે. માઇકુપુત કહે છે– તારાથી કશું ન થાય તો બે વાનાં કર. ગમે તેમ થાય પણ માઇના ચરણનું શરણ છોડીશ નહિ, અને સંગમાં સંસારમાં જ રહે, પણ રંગ ચઢવા દઈશ નહિ. સંગમાં રંગ વગર રહેવાનો અભ્યાસ કર.

માર્કંડ

# પરિશિષ્ટ ૫

## પદ ૧૧૧ [ જિસકે દિલમેં ] પર•ટીકા

---

જેના હૃદયમાં માઈ વિષે ભક્તિ છે એટલુંજ નહિ, પણ માઈએ રચેલું વિશ્વ માઈથી અનન્ય ગણીને જે વિશ્વપ્રેમી બનવા સતત પ્રયત્ન કરે છે તેનું વહાણ ભયંકર આપત્તિરૂપ વમળમાંથી પણ ક્ષેમકુશળ પસાર થઈ જાય છે. જેના અંતઃકરણમાં માઈ વિષે અચલ શ્રદ્ધા અને નિષ્ઠા છે તેના ગળા પર ભલે ચારે તરફથી ક્રૂર તરવારના ઘા ચાલી રહ્યા હોય, છતાં તેનો વાળે વાંકો થતો નથી. માઈભગિનીઓ ! માઈબંધુઓ ! મરીને જીવવાની આ સર્વોપરિ અદ્ભુત કલા તમારે શિખવા જેવી નથી શું ? તમારા અભિમાનને મારી નાંખો, માઈચરણમાં તમારા અહંકારનો લય કરો, પછી ભલે સંસારમાં રહો, ભલે જંગલમાં કે રણમાં વિચરો. તમારી મસ્તી સદા કાયમ રહેશે, જ્યાં જ્યાં તમે દૃષ્ટિ ફેંકશો ત્યાં ત્યાં તમને ફૂલનો સુંદર બગીચો દેખાશે, બાણશય્યા પરનું તમારું વિષમ શયન મટી જશે, અને ગુલાબની સેજનો અખંડ આનંદ તમે ભોગવશો.

**देहाभिमाने गलिते विदिते परमात्मनि।**
**यत्रयत्र मनो याति तत्रतत्र समाधयः॥**

[ દેહનું અભિમાન ગળી જતાં, અને પરમાત્માનું જ્ઞાન થતાં, જ્યાંજ્યાં મન જાય છે ત્યાંત્યાં સમાધિનો અનુભવ થાય છે. ]

**કૌશિકરામ**

# પરિશિષ્ટ ૬

## પદ ૧૧૨ [ છોડ ચરન કહાં જાના ] પર ટીકા

હેં! "જા" "મને!" "જા, નીકળ! પાપી, શઠ, લુચ્ચા, દંભી! જા, નીકળ!" "મને! ચરણ છોડીને! મા! તું "જા નીકળ" મને કહે છે! મા! મા! મા! આટલી દયાહીન! હું તારા ચરણ છોડી ક્યાં જાઉં? ક્યાં રહું? "મને માએ કાઢી મુક્યો" એમ હું કોને જઇને કહું? શી રીતે કહી શકું? અને ભલે હું દંભી, લુચ્ચો, શઠ કે પાપી હોઉં પણ મારા હૃદયમાં તારા પ્રેમના જે જખમો છે તે હું કોને બતાવું? મારું કોણ માને? આટલો પ્રેમ તારો મા૫ર હોય તો એ તે વળી તને છોડે?" એમ કહીને બધા મારો તિરસ્કાર કર્યા વિના રહેશે નહિ, મારી વાત કોઈ માનશે નહિ.

"તારા ચરણમાંથી તું કાઢી મુકીશ તો મારું દિલ હું ક્યાં ખોલીશ? ક્યાં ચરણકમલના ધ્યાનના સમાધિસુખથી હું મારાં દુઃખો ભુલીશ? મારું હૃદય જે તારા ચરણોમાં લય પામ્યું છે તેને હું કયું બીજું લયસ્થાન બતાવીશ? ભલે, આખી દુનિયાનું દુઃખ મારા પર પડો. પણ હું કોના મોં સામું જોઇને રોઈશ? હવે ખાવું કેવું અને શું? હવે બેસવું કે સુવું કેવું? અને ક્યાં? અને આવો એક વાર તારા ખોળામાં બેસનારો, તારા સ્મિતહાસ્યથી મુક્તિને પણ હસનારો એવો હું હવે કાળું મોં લઇને જીવું યે શું કરવા?

"તારે જે કરવું હોય તે કર. હું તો **નથી જતો,** કોઇ પણ મને હાથ લગાડતું નથી. તું તો ઘણી યે કહે છે તારા દાસોને કે "આ દુષ્ટને ધક્કા મારીને, ગળચી પકડીને મારા આગળથી કાઢો," પણ જોને બધાયે સાંભળીને ચુપ ઉભા રહ્યા છે! કોઇ યે મને હાથ લગાડતા નથી! કારણકે બધાયે દાસો સારી પેઠે જાણે છે કે આ તારું મને ધક્કા મારીને બહાર કાઢવાનું ફરમાન જુઠું છે. ગમે તેવો દુષ્ટ, મહાપાપી, આતતાયી પણ પુત્ર તો તારો ને! મા, જે દાસોએ તારા ચરણ સેવેલા છે તેમાંનો એવો કોઇ બુદ્ધિશૂન્ય ન હોય કે તું ક્રુદ્ધ થઇને, અત્યંત ક્રુદ્ધ થઇને, ક્રોધની પરાકાષ્ઠા પર જઇને "કાઢો એને" એમ કહે, તો યે મને હાથ કે આંગળી અડકાડે, કારણકે એ નિર્વિવાદ છે કે કોઇ મૂર્ખશિરોમણિ તારી આજ્ઞાનું પાલન કરવા જાય એ તો ઠાર જ મુએ."

"હવે તો મા! આવી સ્થિતિ ઉભી થઇ છે. તું કહે છે—નીકળ. હું કહું છું — નથી જતો. દાસો તારી આજ્ઞા ઉઠાવતા નથી. મને ધક્કો મારીને કાઢવાનો તારો જીવ ચાલતો નથી."

તને તારી સર્વોપરિ સત્તાની સિદ્ધિ, જીવ વહાલી હોય તો, તારી હાર થાય એ તો અશક્ય જ હોવું જોઇયે એમ તારો દૃઢ નિશ્ચય હોય તો, હવે તો એકજ રસ્તો છે, અને તે એ કે "મા મા મા" જપતે જપતે મારો અહિં ને અહિં આ જ ક્ષણે પ્રાણ નીકળી જાય, એટલે તારી આજ્ઞાનો ભંગ નહિ, અને મારે દુ:ખનું નામ નહિ."

માઈ બોલી ઉઠી, "હું હારી. તું (અત્યંત દુષ્ટ છે, પાપી છે, કુપુત્ર છે, પણ) જીત્યો. હવે તારે મરવાનું કેવું! એક વાર મારે માટે મરી ચુકેલો ફરી બીજી વાર મરતો નથી." બધો જ રોષ નિર્મૂલ કરી નાંખીને. હસીને માઈ કહે છે, "આવ, આવ બેટા! બેસી જા ખોળામાં. હું તલસી રહી છું કે ઝટઝટ તને કયારે ખોળામાં બેસાડી દઉં."

કુપુત્ર કહે છે-હે મા! તેં ઘણીયે વાર ખોળામાં બેસાડ્યો છે, પણ ખોળામાં બેસાડ્યો તે વખતે મને બીજું કશું જ જ્ઞાન નહોતું રહેતું, કે જેથી બીજાં સુખો સાથે તુલનાથી એ ગોદમાં બેસવાના સુખનું મૂલ્ય કરી શકું. જ્યારે અનેક પ્રકારના સુખનું જ્ઞાન હોય છે ત્યારે તું ગોદમાં બેસાડતી નથી; એટલે ઘડીક લાયક, ઘડીક નાલાયક, ઘડીક ગોદમાં તો ઘડીક જ્ઞાનાભિમાનના ગર્દભપર એવું, ઘડીક ઘોડું ઘડીક ગધેડું, ઘડીક મુક્તિથી પર તો ઘડીક અધમથી અધમ મારૂં જીવન. બસ ગમે તેમ હોય પણ ગાંડોઘેલો, જેવો હોય તેવો, આ તારો કુપુત્ર, તેને નિભાવી લે.

માર્કંડ



 जय माई 

# માઈ મંડળ

**સિદ્ધાંત**—સર્વજ્ઞ, સર્વશક્તિમાન્, સર્વવ્યાપક પરમાત્માની કરુણામય વાત્સલ્યમય સ્વરૂપમાં ઉપાસના.

ભક્તિ; શરણાગતિ; વિશ્વપ્રેમ; ભ્રાતૃભાવ; ભગિનીભાવ; સેવા.

જગત્-જનનીના અર્થવાળું **माई** નામ મંત્રશાસ્ત્રને આધારે રાખવામાં આવ્યું છે.

આ મંડળના સ્થાપક પૂજ્ય શ્રીયુત માર્કંડરાય રતનલાલ ધોળકિયા એલ. સી. ઈ. પૂનાના સ્પેશ્યલ લૅન્ડ ઍક્વિઝિશન ઑફિસર છે. ચમત્કારિક સંયોગો વચ્ચે તા. ૨ : ૯ : ૧૯૩૨ ને દિવસે પૂનામાં માઈની પ્રતિષ્ઠા કરવામાં આવી. તા. ૯ : ૧૦ : ૧૯૩૨ ને દિવસે બહુ મોટા પાયા ઉપર યોજવામાં આવેલા હિંદુ, પારસી, મુસલમાન, ક્રિશ્ચિયન સન્નારીઓના સંમેલને માઈનું પૂજન કર્યું. તા. ૨૭ : ૩ : ૧૯૩૩ ને દિવસે માઈમંડળની સ્થાપના કરવામાં આવી. ૧૯૩૬ ની સાલથી શાખાઓ સ્થાપવાનું કાર્ય આદરવામાં આવ્યું. ટુંક મુદતમાં માઈ-મંડળની અનેક શાખાઓ પૂના, અમદાવાદ, નડિયાદ, મુંબઈ, મદ્રાસ, બેલગામ, ધારવાર, સુરત, વડોદરા, ભરૂચ, ખંભાત, અજમેર, લંડન વગેરે સ્થળોએ સ્થપાઈ ચુકી છે.

શ્રી માર્કંડભાઈ પરિપૂર્ણ શરણાગતિવાળા માઈના પરમ ભકત છે. એમના દ્વારા માઈએ એટલા બધા ચમત્કારો પ્રકટ કર્યા છે કે તેના વર્ણન માટે એક દળદાર પુસ્તકની જરૂર પડે. પરંતુ ચમત્કારથી જનતાની

આંખ આંજી દેવાનો પ્રયત્ન માઇમંડળ કરતું નથી. ચમત્કારને માઇના અનંત ઐશ્વર્યના અલ્પ આવિષ્કારરૂપે પૂજ્ય દષ્ટિથી એ મંડળ જુએ છે. એ પુરુષવરના પવિત્ર સમાગમથી અનેક મનુષ્યોનું આશ્ચર્યકારક પરિવર્તન થઇ ગયું છે ઉપર કહેલા સિદ્ધાંતના પ્રચાર અર્થે સામુદાયિક પૂજન, ભજન, કીર્તન, સ્તોત્રપઠન, ધૂન, ધ્યાન, પ્રવચન, સાહિત્યપ્રકાશન સ્નેહસંમેલન વગેરે સાધનોની યોજના કરવામાં આવી છે.

માઇમંડળ સર્વ ધર્મોને અને સંપ્રદાયોને માનદષ્ટિથી જોય છે; કોઇની સાથે વિરોધ કરતું નથી, એટલું જ નહિ પરંતુ ઇશ્વરને ન માનનાર છતાં પોતાની બુદ્ધિશક્તિસંપત્તિનો સદુપયોગ કરનાર સજ્જન માઇમંડળને માન્ય છે.

વિશેષ હકીકત નીચેમાંથી કોઇપણ સ્થળેથી મળી શકશેઃ—

(૧) શ્રીયુત માર્કંડરાય રતનલાલ ધોળકિયા, એલ. સી. ઈ., ૪૯, ન્યાહાલપેઠ, પૂના.

(૨) શ્રીયુત પરિક્ષિતરાય મગનરાય રાયજી, બી. એ., સાત બંગલા, ટાગોર રોડ, સાંતાક્રુઝ.

(૩) શ્રીયુત કેશવલાલ બી. પંડ્યા, "શક્તિ" માસિકના તંત્રી, સ્ટેશનરોડ, નડિયાદ.

(૪) શ્રીયુત નાનુભાઇ ભુરાભાઇ ઠાકોર, આકાશેઠ કૂવાની પોળ, અમદાવાદ.

(૫) શ્રીયુત મોહનલાલ હરિશંકર દવે, હૉસ્પિટલ પાસે, વિલેપાર્લે.

૨૧, ટોલક નગર,
અમદાવાદ.

**કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા**
(પ્રમુખ, માઇમંડળ-શાખા, અમદાવાદ.)

# સૂચિપત્ર



| કીર્તન | | પૃષ્ઠ |
|---|---|---|

| કીર્તન | | | પૃષ્ઠ |
|---|---|---|---|
| જગબંધનની જેલ | ... | ... | ૮૮ |
| જનનીની વાતો તો છે | ... | ... | ૨૬ |
| જય જગદીશ હરે | ... | ... | ૬૩ |
| જય જય જગજનની | ... | ... | ૪ |
| જય દુર્ગે દુર્ગતિ–પરિહારિણી | | ... | ૧૫ |
| જય માઈ જપો | ... | ... | ૯૫ |
| જય માલરાની | ... | .. | ૧૪ |
| જય શ્યામસુંદર | ... | ... | ૩૫ |
| જા શરીરમાંહિ તું | ... | ... | ૯૦ |
| જિસકે દિલમેં માઈકા | ... | ... | ૧૧૧ |
| જોગી! મત જા, મત જા | | ... | ૫૪ |
| જોને સખી ! પેલો | ... | ... | ૭૪ |
| જ્યારે દુઃખનું થાયે ભાન રે | | ... | ૯૮ |
| તપશાલી તને કોન કરી | ... | ... | ૬૮ |
| તારો જયજયકાર | ... | ... | ૧૦ |
| તુમસે લાગી તાળી વ્હાલા ! | | ... | ૬૯ |
| તુમારે કારન સબ સુખ | ... | ... | ૫૫ |
| તું તો સ્હાજે હાથ | ... | ... | ૧૦૭ |
| તૂ દયાળ, દીન હોં | ... | ... | ૫૧ |
| તેરી ગત અગાધ | ... | ... | ૫૨ |

| કીર્તન | | પૃષ્ઠ |
|---|---|---|
| દયાઘન ! પાર ઉતારો નાવ | ... | ૪૮ |
| દયાસિંધુ ! તારે બારણે ... | ... | ૫૦ |
| દર્શન દિયોને ... | ... | ૨૨ |
| દીનનો દયાળ છોડી ... | ... | ૪૪ |
| દીનાનાથ દયાળ નટવર ... | ... | ૩૧ |
| દુઃખી કે દર્દી કે કોઈ ... | ... | ૯૨ |
| દેવી ભજો દુર્ગા ... | ... | ૧૭ |
| દેહ ધરે વિવિધ રૂપ ... | ... | ૯૧ |
| **નમો દેવ્યૈ મહાદેવ્યૈ** ... | ... | ૧ |
| નભમાં ચપલા કરે ચમકારા... | ... | ૧૦૧ |
| નમન કરું મૈં ગુરુચરણા ... | ... | ૭૯ |
| નમું નેહે તને નરસૈંયા ... | ... | ૮૦ |
| નાચત નાચત આવે ... | ... | ૭૨ |
| નાથ નૃહરિ આજ ... | ... | ૫૮ |
| પગ ઘુંઘર બાંધ કર ... | .... | ૧૦૩ |
| પતિતપાવની હો ... | ... | ૨૪ |
| પીની પીની પ્રેમાનંદ ... | ... | ૮૫ |
| પ્રબલ પ્રેમકે પાલે ... | ... | ૭૩ |
| પ્રભુ અભય દઈ ... | ... | ૫૯ |
| પ્રભુ પ્રેમકા પાત્ર ... | ... | ૬૧ |

| કીર્તન | | | પૃષ્ઠ |
| --- | --- | --- | --- |
| પ્રિયતમ પ્રભુ કરીએ | ... | ... | ૪૫ |
| પ્રિયતમ પ્રભુ નમીએ | ... | ... | ૪૬ |
| બતલાવો બતલાવો | ... | ... | ૧૩ |
| બદલ ગયે નયનાં | ... | ... | ૧૧૦ |
| બંસીવાલા આજો અમારે | ... | ... | ૩૯ |
| ભજ લે નર રામચરન | ... | ... | ૩૦ |
| ભટકતાં ભવમાંરે | ... | ... | ૪૧ |
| ભુવનભુવન માજી | ... | ... | ૨ |
| મધરાતે મોરલી વગાડી | ... | ... | ७૬ |
| મનમોહન મુરલીવાલા | ... | ... | ૩७ |
| મનવા શાને ભૂલે | ... | ... | ૧૦૦ |
| મને કહોને પરમેશ્વર | ... | ... | ૬૨ |
| મને ચાકર રાખોજી | ... | ... | ૫૩ |
| મને ભક્તિ આપોને | ... | ... | ૧૬ |
| મરવું છે રે ... | ... | ... | ૮૬ |
| મંગલ મંદિર ખોલો | ... | ... | ૬૬ |
| માઈ–માનસ–પૂજા | ... | ... | ૧૦૯ |
| માથે જડ ચંદા | ... | ... | ૨૮ |
| માનો પ્રેમ બાળ બને | ... | ... | ૯૪ |
| મારગડે રોકી મા રાખ | ... | ... | ७७ |

| કીર્તન | | | પૃષ્ઠ |
|---|---|---|---|

| કીર્તન | | | પૃષ્ઠ |
|---|---|---|---|




# શુદ્ધિપત્ર



| પાનું | ભજનની લીંટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | ૨૧ | કરી | કરે |
| ૧૦ | ૧૦ | પદ | પદવી |
| ૧૧ | ૬ | હ્રુદય | હૃદય |
| ૧૪ | ૨ | મનમાની | માનમાની |
| ૧૯ | ૩ | બલદ | બલદા |
| ૨૧ | ૨ | સંકટા | સંકટ |
| ૨૮ | ૩ | કુડંળ | કુંડળ |
| ૩૫ | ... | ગુજંરાતી | દેશી |
| ૮૧ | ૯ | ન | ને |
| ૮૮ | ૧ | બંધનન | બંધન |
| ૯૬ | ... | ગરબો | ગરબી |
| ૧૦૨ | ૧૧ | ધૂલિ | દ્યુતિ |
| ,, | ૧૫ | અનુભવ | અભિનવ |
| ૧૦૭ | ૬ | બાચો | ડૂબાચો |
| ૧૧૧ | ૬ | ચદન | ચંદન |



માઈ–પ્રકાશન–માલા

અંક ૧

# ⁂ માઈ-તત્ત્વ ⁂

[ ભાગ ૧ ]

રચનાર :


શ્રીયુત માર્કંડરાય રતનલાલ ધોળકિયા

એલ. સી. ઈ.

માઈ–મંડળના સંસ્થાપક


માઈ સંસ્થાના મુખ્ય સિદ્ધાંતોનું

....સુંદર મનનીય પ્રતિપાદન....



— થોડી જ નકલ બાકી છે —

મૂલ્ય સવા આનો

